# થોડાંક છુટ્ટાં ફૂલ.

પ્રો. દૂરકાળના રસિક અને રમુજી નિબંધો ને સુન્દર નવલિકાનો રસિકજનોમાં પ્રિય થઇ પડેલો સંગ્રહ.

## અભિપ્રાયો.

"આ સંગ્રહમાં કર્તાનું એક રૂપક વાપરીએ તો લેખોનો 'ચવેરો' છે."

—પ્રસ્થાન.

ઘણુંખરા લેખો ખરેખર ફૂલસમા સુકુમાર અને સૌરભવંતા છે.—

સર્વેમાં રૂપ અને રંગનું આહ્લાદક વૈવિધ્ય આવે છે.—પ્રો. દૂરકાળમાં એક પ્રકારની વિરલ આકર્ષકતા છે.—પ્રગતિ.

લેખો નાના છે, ભાષા સરલ છે, શૈલી પ્રતિપાદક છે, નિબંધો લેખકની સ્વતંત્ર વિચારણાનાં ફળો છે.

—પ્રજાબંધુ.

કેટલાંક પુષ્પોમાં સુગન્ધ, માધુર્ય ભર્યું પડ્યું છે. —પ્રતાપ.

# ઝરણાં, ટાઢાં ને ઊન્હાં.


કર્તા

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ.

પ્રોફેસર (અંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય), મગનલાલ ઠાકોરદાસ આર્ટ્સ કૉલેજ,

સંપાદક: 'થોડાંક છૂટાં ફૂલ', 'હરિસંગીત', 'ધી રિવ્યૂ', ઈત્યાદિ.


" विन्देम देवतां वाचम्
अमृतामात्मनः कलाम् "

—भवभूतिः


પ્રથમ આવૃત્તિ.

સં. ૧૯૮૪. સૂરત. ઈ. સ. ૧૯૨૮.

કિં. રૂ. ૧-૪-૦

મુદ્રક—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાનઃ-શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાબ્રિજ-સૂરત.



પ્રકાશકઃ—

જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, એમ. એ.

આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.



---

મુખ્ય એજન્ટો :

મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ. ભાગાતળાવ, સૂરત.

---

બીજાં મળવાનાં સ્થાન :

મુંબાઈ, રા. રા. રમણીયરામ ગો. ત્રિપાઠીની કં.
ડૉ. પાઈ બિલ્ડિંગ, સેન્ડહર્સ્ટ રોડ.

અમદાવાદ, રા. રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર, ત્રણ દરવાજા.

સૂરત, મેસર્સ કરશનદાસ નારણદાસ, બુકસેલર, નાણાવટ.

વડોદરા, રા. એ... સી. કોઠારી, બુકસેલર અને પબ્લીશર, રાવપુરા.

# ZARNA-TĀDHĀN NE ŪNHĀN

A COLLECTION OF

**Lyrics, Short Narrative Poems and an Elegy.**

By

Jayendraray Bhagwanlal Durkal M. A.

Professor of English and Gujarati M. T. B. Arts College, Surat,
Author of 'Thodānk Chhuttān Phool' &c. &c.



PRICE RE. 1-4-0 — 1928 A. D.

SURAT.

## NON NOBIS.

Not unto us, O Lord,
Not unto us the rapture of the day,
The peace of night, or love's divine surprise,
High heart, high deeds 'mid honouring eyes;
For at Thy word
All these are taken away.

Not unto us, O Lord:
To us Thou givest the scorn, the scourge, the scar,
The ache of life, the loneliness of death,
The insufferable sufficiency of breath;
And with Thy sword
Thou piercest very far.

Not unto us, O Lord:
Nay, Lord, but unto her be all things given—
May light and life and earth and sky be blasted—
But let not all that wealth of loss be wasted:
Let Hell afford
The pavement of her Heaven!

*Henry Cust.*

# અવતરણ.

ગયે વર્ષે સાહિત્યપ્રેમી રસિકજનો પાસે 'થોડાંક છુટ્ટાં ફૂલ' મેં ધર્યાં હતાં. તેનો તેમણે જે સસ્નેહ સત્કાર કર્યો છે તેને સારૂ મ્હારે એમનો આભાર માનવો ઘટે છે. એમાં કેટલાક વિવેચકોએ મ્હારા તરફથી વિશેષ સાહિત્ય પ્રવૃત્તિની આશા રાખી હતી એને એમની અંતરની પ્રસન્નતાની એંધાણી માની લેવાનું મ્હને મન થાય છે.

આ વખતે બીજા પ્રકારની સાહિત્ય સામગ્રી રસિકવૃન્દ સમક્ષ ધરાવવાની અનુકૂલતા બની આવે છે. આ ઝરણાંમાં, ઉત્તર ભાગમાં મૂકેલી 'સ્નેહ–સરિતા' મુખ્ય છે અને પૂર્વ ભાગમાં કેટલાંક ઊર્મિકાવ્યો અને પુરાણ સમયના વીરોનાં બે ખ્યાતિકાવ્યો છે. આમાનાં ઘણાંખરાં કાવ્યોની સરલ શૈલી ઘણાને આદરણીય લાગશે એમ મ્હને આશા છે.

'સ્નેહ–સરિતા' એ રા. રા. આનન્દશંકરભાઈ જેને કરૂણ–પ્રશસ્તિ કહે છે તે છે. સ્હેજ જણાશે કે એ કાવ્ય કલાપની ગણના ઊન્હાં ઝરણાંમાં છે. ઊન્હાં ઝરણાં વિરલ હોય છે તેમ તેનાં માહાત્મ્ય પણ ઓછાં નથી. એ ઝરણાં બહુ ઊન્હાં હોય તો તો એમાં ન્હાનારનું અંગે દાઝે તેમ એવાં ઝરણાંમાં અતિથિઓના ભોજનના ભાત પણ રંધાયા સાંભળ્યા છે. એવો એની નૈસર્ગિક શકિતનો પ્રભાવ છે. પણ આ ઝરણાં એટલાં બધાં ઊન્હાં નથી; એમાં તો માત્ર આંસુઓની ઊન્હાશ છે. મ્હને ભીતિ નથી, કે સમજુ જનો આ સરિતામાં વધારે પડતી પ્રશસ્તિ કે પ્રતિચ્છાયા કલ્પશે પણ મ્હને તો શ્રદ્ધા છે કે

એમાં અભ્યાસીઓ આત્મજીવનનાં પ્રતિબિંબો પણ જોઈ શકશે. કારણ કે સંસારનાં સુખી દંદ્વો અતિ ભિન્ન હોતાં નથી અને માનવીના જીવન-સુખની પ્રધાન રેખાઓ ઘણું કરીને સમાંતરેજ વહે છે. આ રીતેજ ઘણી વાર સ્વાનુભવના સ્વાદની ખાટીમીઠી સર્વાનુભવના સ્વાદની ખાટીમીઠી જોડે મળી જવાથી સાહિત્યમાંથી રસનિષ્પત્તિ થાય છે.

પૂર્વાર્ધમાં ઊર્મિ–કાવ્યો છે. એ સર્વેને આત્મલક્ષી માની લેવાની ભૂલ તો વિવેકી વાંચક નહિજ કરે. આંતર–જગતમાં માનવ જીવનની સાધારણ ઊર્મિઓનો સાક્ષાત્કાર અનુભવવો એ તો કવિઓની નિત્યની પરિચિત ચર્યા છે. ઊર્મિકાવ્યોમાંથી ‘સ્વદેશ ગીત’ ઘણાંને ગમશે એમ ધારૂં છું. શૃંગાર કાવ્યને ભલામણની જરૂર હોતી નથી. જ્યાં જ્યાં અંગ્રેજી અથવા સંસ્કૃત ભાષાનાં કાવ્યો ઉપરથી કાવ્ય પ્રેરણા થયેલી છે ત્યાં તે સૂચન કાવ્ય નીચે કર્યું છે. તથાપિ ત્યાં બધે મૂળની તો માત્ર આછી છાયાજ દેખાશે. એટલે એને નવું સ્વદેશી કે આધુનિક રૂપ આપવાના નવવિધાનની જવાબદારી મ્હારી છે. ઊર્મિ–કાવ્યો પછીનાં બે ખ્યાતિ–કાવ્યોમાં આર્યોના આદર્શોને પ્રતિબિંબિત કરવાનો યત્ન કર્યો છે.

કાવ્યો થતી વખતે કેટલાંક પાઠાન્તરો સ્ફૂરેલાં તેમાંનાં કોઇ કોઈ પૃષ્ટ નીચે આપવાની મ્હેં ધૃષ્ટતા કરી છે. પ્રાચીન કવિઓનાં પાઠાન્તરોની ચર્ચા આપણને ઘણીવાર આનન્દદાયક થાય છે અને લેખકને કોઇ કોઈવાર બે પાઠો સ્ફુર્યા હોય તેમાંથી એકે ઉપર છેકો મારી દેવો ન ગમે એ અનુભવની વાત

છે તો પછી એવાં પાઠાન્તર આપવામાં બહુ લોભ રાખવા જેવું મ્હને લાગતું નથી.

પૂર્વાર્ધમાંનાં કોઇક કાવ્યો અગાઉ સામયિક પત્રોમાં પ્રકટ થઇ ગયાં છે. તેમાં કોઈ કોઇ સ્થળે રૂચિકર લાગ્યો તેવો ફેરફાર વિના સંકોચે કર્યો છે. સદરહુ પત્રોના તંત્રીઓના સ્નેહભર્યા પક્ષપાતને સારૂ તેમનો આભાર માનું છું. કાવ્યોમાંથી કેટલાંકના ઉપર અગત્યની લાગી તેવી સૂચક ટીકા છેવટના ભાગમાં આપી છે.

આ કાવ્ય–સમુચ્ચયને અંગે 'કવિ અને કવિતા' એ એ વિષય ઉપર એક વિસ્તૃત નિબંધ જોડવાનો મ્હેં લોભ કર્યો છે. આ કાવ્યોની આડકતરી પ્રશંસાને અર્થે કે અન્ય કોઇના તરફ કટાક્ષને અર્થે યોજાયેલો ન હોવાના કારણે એને રસજ્ઞ વાંચક નિરૂપયોગી નહિ ગણી નાંખે એમ હું ઇચ્છું છું. તથાપિ કોઇ રસિક જનો કાવ્ય–સમીક્ષાના પૃથક્કરણમાં ન ઉતરતાં કાવ્યોના રસસ્રોતમાં તૃષા છીપાવવા કે ડુબકી મારવા, આચમન કરવા કે અભ્યંગ સ્નાન કરવા ઉતરી પડશે ત્હોય મ્હને હરકત નથી. કેમકે સાહિત્યની વિવેચના એય આખરે તો અનુભૂત તત્ત્વનું સયુક્તિક સમર્થનજ છે.

**સૂરત.**
આષાઢ શુકલ ૨.

જયેન્દ્રરાય ભ. દૂરકાળ.

# અનુક્રમણિકા.

સાહિત્ય એ માનવહૃદયનો માનવહૃદયને સંદેશ છે. સાહિત્ય એ રસસામગ્રી. સાહિત્ય એટલે માનુષી ભાવનાનો વાઙમયમાં અવતાર. સાહિત્યસૃષ્ટિ સંબંધ હરકોઈ વિદ્યા, કળા કે શાસ્ત્રના જોડે પણ હોઇ શકે તથાપિ ભાવનાના સંદેશના સંસ્પર્શ વડેજ એ સર્વ સાહિત્ય થાય છે.

એ દ્રષ્ટિએ જોઈએ તો એમ પણ કહી શકાય કે રસ એ સંદેશ સંભાર છે, સંદેશ પ્હોંચાડવાની સામગ્રી છે. ગ્રંથનું વસ્તુ તે સંદેશ નથી ૧ સંદેશનું મંદિર છે.

—થોડાંક છુટ્ટાં ફૂલ

# કવિ અને કવિતા.

'બહુશોભમાના હેમવતી' ઉમાએ આકાશમાંથી ઇન્દ્રને અમૃતમયી વાણીમાં ઉદ્ધારનો સંદેશ આપ્યો ત્યારે કવિતાનો પ્રથમ આવિર્ભાવ થયો. રસમયી કવિવાણીનોજ નહિ પણ જ્ઞાનનો પણ એ સંદેશ છે. અને એમ હોય એમાં આશ્ચર્ય નથી. કારણ કે કવિતાની-કવિવૃત્તિની અને કવિકૃતિની મહાપ્રસાદીઓમાં જ્ઞાન, ઉર્મિ અને જીવન એ ત્રિપુટીની અનેરી રસગુંથણી થઇ હોય છે. એક સુંદર દૃષ્ટાંત લઇએ.

स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया ।
सदसद्रूपया चासौ गुणमय्याऽगुणोविभुः ॥

( श्रीमद्भागवतम् )

સહજ સમજાશે કે અહીં શ્રુતિમાધુર્ય છે, શબ્દધ્વનિનો મોહક સંવાદ છે, માનવ જીવનના મોંઘેરા પ્રસંગોના ભણકાર છે, લીલાવિધાનનાં રસગુણોનાં વ્યંજનો છે, ને વિશ્વના આદિ ઇતિહાસના સંદેશ છે; તેમજ એ અદ્‌ભુત બાળકની અનિર્વચનીયતામાં તત્ત્વદર્શનનો નિર્દેશ છે, મહામાયાના રેખાચિત્રમાં ન્હાની ન્હાની માયાઓની છબીઓનું પૂર્વબિંબ છે, અને આ એ લીટીના ઉત્પત્તિકથનમાં બાળકમાં અંતર્ભૂત થયેલાં બાળકોની જીવનપ્રેરણાના આદિસ્રોતની દિશાના સહજ સંકેત છે. બીજું દૃષ્ટાંત લઇએ એમાં એડવિન આર્નોલ્ડ દેવનું સિદ્ધાર્થ પ્રત્યેનું સંગીત મનોરમ ભાષામાં અવતારે છે.

We are the voices of the wandering wind,
Which moan for rest and rest can never find;
Lo, as the wind is, so is mortal life,
A moan, a sigh, a sob, a storm, a strife.

આમાં કવિતા છે, એમાં હૃદયની એક ઉપર એક ઊર્મિઓ ઉછળી રહી છે એ ખરૂં, પણ એમાં પ્રકાશ છે. અને પ્રકાશ છે [illegible]ટેજ એ

ઉત્તમ પંક્તિમાં વિરાજે છે. આપણે જેને વીરકાવ્યો કહિયે છિયે તેની મહત્તા પણ તેના ગાંભીર્યમાં તેના મહાસંદેશમાં કે તેના તેના પ્રકાશિત જીવનદર્શનમાં હોય છે. ધ્વનિકાવ્યોની મહત્તા પણ તેમાં વાચ્યથી અતિરિક્ત કોઈ મહત્તર શક્તિ તેનામાં વિરાજતી હોય છે તેને લઇને હોય છે. આ કારણથી કેવળ કલ્પનામય કે ચિત્રનિરૂપક કવિતા એ લાંબો સમય ઉત્તમ પંક્તિ ભોગવી શકતી નથી. થોડો સમય તે કવિતા વ્યક્તિત્વને લીધે કે સમાજશૉખને લીધે લોકપ્રિય થાય પણ એ લોકપ્રિયતા આકસ્મિક કારણોને લીધે થયેલી હોવાથી બહુ ટકતી નથી. અન્ય સાહિત્યની પેઠેજ જે કવિતા પાછળ મહાસંદેશ હોય છે તેજ કવિતા ચિરંજીવિની થાય છે.

તથાપિ એ ધ્યાનમાં રાખવાનું છે કે મહાન્ શબ્દોમાં કહેલો સંદેશ એટલે મહાસંદેશ એમ નથી. સાસરે જતી પુત્રીને મા કહે કે "બ્હેન, ડાહી થજે" એમાં મહાસંદેશ હોઇ શકે અને 'આત્મલગ્ન' અને 'સ્નેહબંસી'ની મ્હોટી મ્હોટી શાલોમાં અનેક રીતે ન્હાનો સંદેશ લપેટેલો હોય. યુરોપના ચબરાક નેતાઓ આખી દુનિયાંની વાતો કરે છે તેથી આપણે તેમને ઉદાર માનતા નથી. કારણ કે આપણે જાણિયે છિયે કે એમની દાનત તો આખી દુનિયામાંથી દોલત ઉસરડી લાવવાની છે. મ્હોટી વાતો એ જૂદી ચીજ છે અને મ્હોટું મન એ જૂદી ચીજ છે. મ્હોટી વાતોમાં કલા જોઇયે, મ્હોટા મનમાં નિષ્ઠા જોઇયે. વીર કાવ્યોને સારૂ જે ઉદાર માનસ જોઇએ તે તો સમાજના સંવાદી વાતાવરણની પણ અપેક્ષા રાખે છે; અને એવા વાતાવરણની ઊનતાએ હવે વીરકાવ્યો બહુ લખાતાં નથી એ સમજાય એવું છે. પણ વીર કાવ્ય વિષે વિશેષ પછી બોલીશું.

કવિઓમાં ઉશનસ્ કે શુક્રાચાર્ય પરમાત્માની પ્રધાન વિભૂતિરૂપ મનાય છે, પણ એમનો કાવ્યવૈભવ આપણને પ્રાપ્ત નથી. તથાપિ એમની એક અદ્‌ભુત શક્તિ વિષે આપણે જાણિયે છિયે. મૃતસંજીવની વિદ્યા એમની છે. અને ગતપ્રાણને જીવન આપવું એથી વધારે મ્હોટી કવિની

શી કીર્તિ હોઇ શકે ? એજ મૃતસંજીવની શકિત યમરાજનો પલ્લો પકડતી સાવિત્રીની મીઠી અને મનોહર વાણીમાં વિરાજે છે. એટલે કવિતામાં સત્ય હોય છે એટલુંજ નહિ પણ શકિતયે હોય છે. "જય જય ગરવી ગુજરાત" એ પદે ગુજરાતને અનેરાં પ્રોત્સાહનો આપ્યાં નથી એમ કોઇ કહી શકશે ? 'રામાયણ' અને 'મહાભારત'ની કથાઓએ શિવાજીમાં જે વીર્ય પ્રેર્યાં એનાં ઓજસ્ હજી પણ આપણને પુલકિત કરે છે. શુક્રાચાર્યને ' આત્મવાન્ ' કહ્યા છે એમાં પણ આત્માની સર્વ સંચારિણી શક્તિનું સૂચન છે.

તથાપિ આપણને પ્હેલી અને પરમોત્કૃષ્ટ કાવ્યપ્રસાદી આપનાર આદિ કવિ વાલ્મીકિ મનાય છે. શ્રુતિનાં પંક્તિપાવન ગાનોની ગણના આ બધામાં આપણે કરતા નથી કારણકે એ અપૌરુષેય હોઇ કવિની કૃતિ નથી પણ દૃષ્ટાની દિવ્યદૃષ્ટિમાં આવિર્ભૂત થતી અલૌકિક શબ્દરચના છે. ઉશનસ્‌ની ગણના ઋષિઓમાં છે, ત્યારે વાલ્મીકિની ગણના મુનિઓમાં–મનનશીલ મહાત્માઓમાં છે. એમણે એક ક્રૌંચ પક્ષીની જોડીને જોઇ અને તેમાંના એકને પારધિના બાણવડે વિંધાઇ જતું જોયું. એ સમયે એમના ચિત્તનો સંક્ષોભ થયો. અંતરના અંતઃપુરમાં કાવ્યદેવી વાણીરૂપે પ્રકટ થઇ. શ્લોક પ્રસિદ્ધ છે.

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥

આદિ કવિના હૃદયની આ પ્રથમ કાવ્યવિભૂતિની માહાત્મ્યસમીક્ષા કરવાનું આ સ્થળ નથી. પણ એટલું કહિયે કે આમાં ઉત્તમ કવિતાનાં મુખ્ય લક્ષણો સરસ રીતે દૃશ્યમાન થાય છે. એમાં ગાંભીર્ય છે, શકિત-ભરી વાણી છે, ઉભરાઇ જતો રસસ્રોત છે, શબ્દોની શય્યા છે અને પદ્યને અપેક્ષિત તાલબન્ધ છે. પણ આને તો આપણે એ મહાકવિની કવિતાની કુંપળજ કહી શકિયે. એમની મહાકવિ તરીકે કીર્તિ તો રામાયણ રૂપી મહાવૃક્ષનેજ અવલંબે છે.

આ તો પ્રસ્તાવિકાની વાત થઇ પણ હવે થોડી આસપાસની વાત પણ કરીએ. કાવ્ય શબ્દ કવિ ઉપરથી થયો છે. અને કવિ શબ્દ કુ ધાતુ ઉપરથી થયો હોય એમ સંભવિત છે. એટલે કવિ તે કૂજન કરનાર એમ મૌલિક અર્થ નીકળે. કૂજન– કોકિલાનું કૂજન–કોયલનો ટહુકો એમ માને અજાણ્યો છે? એ ટહુકાનાં તત્ત્વો એજ કવિતનાં તત્ત્વો એમ કહી નાખવાનું કોઇને મન થઇ જાય તો હું આશ્ચર્ય ન પામું. કારણ કે એમાં તો અત્યારના કવિતા સંબંધી ગરમા ગરમ પ્રશ્નોનો ચે ખુલાસા આવી જાય એમ છે. કોયલના ટહુકામાં શું હોય છે? આવી રસભરી વસ્તુનું પૃથક્કરણ કરવું કોને ગમે? પણ પૃથક્કરણનો આ જમાનો છે. કોયલના ટહુકામાં હોય છે ત્રણ વસ્તુ: રસોર્મિ, શબ્દમાધુર્ય અને તાલબન્ધ. આ ત્રણે વસ્તુઓ કવિના કાવ્યમાં હોય–હોવી જોઇયે. એમાં જેટલી ઊણપ એટલી ઊણપ. રાત્રે પેલાં તમરાં તાલબંધથી બોલે છે પણ એમાં માધુર્ય હોતું નથી. મોરના ટહુકામાં અને કૂકડાના કુકડે કૂકમાં પણ તાલબન્ધ હોય છે. કૂકડાની રાગદાનીમાં રસોર્મિની કાંઇક ઊણપ કહી ખરી કારણ કે એ તો રસિકજનોના પુરાણા—

"નહીં નાથ નહીં નાથ ન જાણો કે સવાર છે,
આ બધું ઘોર અંધારૂં, હજી તો બહુ વાર છે"

એ છન્દરબન્દોને ન ગણકારતો જાણે એમ કહેતો જણાય છે કે "ચાલો, હવે ઉંઘમાંથી ઉઠો નહિ તો–" એટલે આ બધા પ્રકારના કવિઓ હોઇ શકે એમ કહેવાને આપણે કંઇ હરકત નથી. કારણ કે બધાયનું એ જૂદા જૂદા પ્રકારનું કૂજનજ કહી શકાય. એ એમની ભાષામાં કૂજન કરે, મનુષ્યો પોતાની ભાષાનાં કૂજન કરે. ભાષા તો માત્ર કૂજનના સ્પષ્ટીકરણનું સાધન છે.

આ કૂજન ઉપરથી બીજી એક વાત પણ ફલિત થાય છે કે કૂજનની પેઠે કવિને કાવ્યપ્રવાહ પણ મુખ્યત્વે પોતાના આનંદને અર્થેજ હોય

છે, અને તેમાં તેની પોતાની ઊર્મિનુંજ ઉત્થાન હોય છે. અને તે ઊર્મિના આવા ઉદ્‌ઘોષથી તેનો આત્મા પોતે પોતાની પરિતુષ્ટિ અથવા પ્રસન્નતાને સાધે છે. એનાથી બીજાની પ્રસન્નતા પણ ઉદ્‌ભવે, પણ એ આકસ્મિક કે આનુષંગિક કે અવાન્તર ફ્લ તરીકે ઉત્પન્ન થાય છે. કાવ્યની મુખ્ય સંસિદ્ધિ કવિના પોતાના માનસના પ્રસાદમાં વિરાજે છે. 'પરનિર્વૃતિ' એ કાવ્યના ફ્લમાં મ્હને તો મુખ્ય લાગે છે. યશ, અર્થ ઇત્યાદિ મુખ્ય ગણાવા માંડયા તે વખતની કવિતામાં આપણું બહુ મન માનતું નથી. એ સારૂ પણ કવિતા લખાય છે ખરી તથાપિ એને આપણે મ્હોટી વસ્તુનો ન્હાનો ઉપયોગ કહી શકિયે.

કવિનો દિવ્ય પ્રસાદ એ કાવ્ય, એમ આ બધા ઉપરથી ફ્લિત થાય છે. કાવ્ય ઉપરથી કવિ નહિ પણ કવિ ઉપરથી કાવ્ય. આ રીતે 'કવિ'નું માહાત્મ્ય 'કાવ્ય' કરતાં અનેક રીતે વધે છે એમ કહિયે તો ચાલે. કાર્ય કરતાં કારણનો મહિમા વિશેષ છે એ વાત કાંઈ નવી નથી. પિતા કરતાં પુત્ર કે ગુરૂ કરતાં શિશ્ય વધે છે એવું આપણે જોઇયે છિયે પણ ત્યાં તો વાત એમ છે કે પુત્ર એ તો પિતા અને માતા બન્નેના શક્તિવૈભવનો પ્રસાદ છે અને શિષ્યને પ્રધાન ગુરૂ એક હોવા છતાં તેના સંસ્કારો અનેક ગુરૂઓથી ઘડાયેલા હોય છે બાકી તો કાર્ય એ તેના વાસ્તવિક કારણનો અંશ માત્રજ હોઇ શકે. વળી એ નોંધવું પણ અપ્રાસંગિક નથી કે રાયણમાંથી રાયણજ, કેરીમાંથી કેરીજ અને કૌવચ-માંથી કૌવચજ થાય છે. જમીન, હવા, પાણી અને સંભાળથી તેનો વિકાસ વધારે થાય તેમાં પણ એ બધાંને આપણે સહકારી કારણોજ સ્વીકારવાં જોઇયે. પણ કવિનું કાવ્ય એ તો લગભગ ઇશ્વરની સૃષ્ટિ અથવા કરોળિયાની જાળની પેઠે તેના પોતાનાજ અંતઃપ્રદેશમાંથી સ્રવે છે અને તેથીજ કવિ એ કાવ્ય કરતાં મહાન્ છે. શેક્સપીયરે 'રોમિઓ અને જુલિયટ' લખ્યું એ સરસ કૃતિ છે. 'ટેમ્પેસ્ટ' એનાથી વધારે મહતી કૃતિ છે પણ એનાથી યે મહત્તર કૃતિ એ બધાં નાટકો લખ્યા

પછી એણે, કેમ એ એના જીવનની રમત માત્ર હોય તેમ એને વેગળાં મૂકી શાન્તિનિવાસ કર્યો, એ છે. મનુષ્યનું જીવન વાંચતાં એનો સંદેશ વધારે સ્પષ્ટ થાય છે. કૌષતકી શ્રુતિ તો કહે છે કે મનુષ્યે વાણીને જાણવાની ઇચ્છા કરવી નહિ પણ વક્તાને જાણવો; કારણ કે પ્રજ્ઞાવાન્ એજ મુખ્ય જ્ઞાતવ્ય છે.

વળી એ પણ નોંધવા જેવું છે કે મનુષ્યનું માનસ એકજ નમૂનાના લાટબંધ તાકાઓ કાઢે જનારો સંચો નથી પણ એ તો પ્રતિદિન–કહો કે પ્રતિક્ષણે વિકાર પામતું જીવન્ત વૃક્ષ છે. એ પ્રતિવસંત પલ્લવિત થયાં કરે છે અને ઋતુએ ઋતુએ ફલિત થાય છે. એનાં સર્વ ફળોમાં એક પ્રકારની સમાનતા હોય છે તેમ એક પ્રકારની ભિન્નતા પણ હોય છે. કોઇ ફળનાં પરિપાક અને પરિપુષ્ટિ વિશેષ હોય છે અને કોઇનાં થોડાં હોય છે. કોઇવાર એમ પણ બને કે સામાન્ય પંક્તિનો કવિ પોતાની કોઈ ધન્ય ક્ષણમાં કોઇ અસામાન્ય સુન્દર કૃતિ પ્રકટ કરે. એટલુંજ નહિ પણ એકજ મહાકવિને પોતાની સર્વ કૃતિઓમાં સરખો સંતોષ ન થાય એ પણ સહજ અનુભવની વાત છે. મિલ્ટનને 'પૅરેડાઇઝ લૅાસ્ટ' કરતાં 'પૅરેડાઇઝ રિગેઇન્ડ' વધારે ગમતું હતું એમાં નવાઇ નથી. ભગવાન્ વેદવ્યાસના આત્માનો પરિતોષ મહાભારતથી ન થયો કારણ એમાં એમનો મહત્તમ આદર્શ સફળ થયો નહોતો. જે આદર્શને સારૂ એમનો આત્મા હૃદયનાં ઉંડાણોમાં તલસતો હતો એ આદર્શની ભાગવત વિના સિદ્ધિ નહોતી. એટલે આપણે એમ પણ કહિયે કે કવિમાં સર્વ કાળે એકજ પ્રતિની પ્રતિભા કે શક્તિ હોતી નથી એટલુંજ નહિ,–એના માનસનો પણ સંસ્કારાધીન જીવન્ત પદાર્થની પેઠે સંયોગ, સંસ્કાર, સહકાર કે સહાનુભૂતિને અનુસરીને વિકાસ, વિકાર, કે વિચ્છેદ થઈ શકે એટલુંજ નહિ પણ એજ માનસની વિવિધ ક્ષણોના વિવિધ પ્રસાદ હોઇ શકે. અથવા આપણે પ્હેલાં જોયેલું તથ્ય અહીં પણ લગાડી શકાય કે માનસ એ શકિત છે અને સંયોગો

ઇત્યાદિ એનાં સહાયક પ્રેરકબળો અથવા કહો કે કાવ્યરૂપી ફૂલનાં સહકારી કારણો છે. એટલે આપણે જેને ધન્ય ક્ષણ કહિયે છિયે તેનો જન્મ સંયોગોને આધીન છે. અને એટલા સારૂજ કવિઓ ઉત્કૃષ્ટ સંયોગોમાં વિચરવા ઇચ્છતા જણાય છે. એમ છતાં પણ એ સંયોગો તો આકસ્મિકજ હોય છે. ન્યુમેને એનું સુપ્રસિદ્ધ 'પ્રકાશસ્તોત્ર' વહાણ ઉપર તોફાનની ગભરામણમાં લખ્યું હતું, બાયરનની પ્રતિભા ગ્રીસમાં તેને કોઇ સંમોહન કરનારી સ્ત્રીની ઓળખાણ થઇ તેની પ્રશંસામાં ઉભરાય છે. નાનકડી, કુંવારી બીયટ્રીસ, ડાન્ટેનાં મહાસ્વપ્નોની સર્જક થઇ પડી હતી. ટેનિસનની ઉત્કૃષ્ટ કરૂણપ્રશસ્તિ એના મિત્રના મૃત્યુથી થયેલા માનસસંક્ષોભમાંથી જન્મે છે.

કવિ શબ્દનો મૂળ અર્થ વિવેકી, પ્રજ્ઞાવાન, એ છે. તે ઉપરથી દ્રષ્ટા, ક્રાન્તદર્શી એ અર્થ પણ કંઇક અંશે સૂચિત થાય છે, અને એ પોતાના સમ્યગ્દર્શનને કવનમાં મૂકનાર તે કવિ એવો અર્થ ફલિત થાય છે. અંગ્રેજીનો કવિ વાચક શબ્દ 'પોઇએન્' સૃજવું, બનાવવું એ શબ્દ ઉપરથી આવ્યો છે એટલે વિશિષ્ટ સાહિત્યનો સ્રષ્ટા તે કવિ એમ અર્થ નીકળે છે. એટલે એ દૃષ્ટિએ કાવ્ય-સાહિત્ય તે વિશિષ્ટ સાહિત્ય એમ કહી શકાય. ગદ્ય સાહિત્ય એ સાધારણ સાહિત્ય છે એમ કહેવાય કારણ કે તેનું સવિધાન કાવ્ય કરતાં સ્હેલું છે. અથવા પુરાતન સમયમાં ગદ્ય સાહિત્ય થોડુંજ હતું એટલે કોઇપણ પ્રકારની વિશિષ્ટ સાહિત્ય-સૃષ્ટિનો સ્રષ્ટા તે કવિ એવી અર્થસંભાવના પણ ઘટે છે. તથાપિ સંસ્કૃત શબ્દનો મૂળ અર્થ વધારે સૂચક અને માર્મિક છે. શુક્રાચાર્યને કવિ આવા ક્રાન્ત-દર્શીના અર્થમાં કહ્યા હોય એ બનવાજોગ છે કારણ કે પંડિત, વિદ્વાન, જ્ઞાની ઇત્યાદિ શબ્દોને પણ આપણે પૂર્વકાળમાં એના પરમાર્થેજ વપરાતા જોઇયે છિયે. કવિ અને બ્રહ્મનિષ્ઠ બન્ને તત્ત્વવિદોજ હોય–હોવા ઘટે. ફેર એટલો કે કવિનો ભાર રસવૃત્તિ તરફ અને ' હેમવતી ઉમા ' ના સંદેશની પેઠે 'આ જીવન'ને સફળ કરવા તરફ હોય છે ત્યારે જ્ઞાનીનો

એક આ સંસારમાંથી ઉપરામપૂર્વક બ્રહ્મૈક્ય પ્રાપ્ત કરવા તરફ હોય છે. એટલેજ અખો કહે છે કે:—

જ્ઞાનીને કવિમાં ન ગણીશ,
કિરણુ સૂર્યનાં કેમ વરણીશ ?

કવિનું સંસાર-દર્શન જ્ઞાનીના સમગ્ર-દર્શન કરતાં વધારે રસભર્યું હોય એમ લાગે છે તેનું કારણ એ છે કે રસની આપણી પાર્થિવ ભાવનાઓમાં આપણે-સોપાધિક રસનુંજ ચિન્તન કરતા હોઇયે છિયે સૂર્યના બિમ્બને જોવું અને તેનાં અનેકરંગી કિરણોને જોવાં એટલો એ બેમાં ભેદ છે. કેવલાદ્વૈત અને વિશેષાદ્વૈતના જેવી રમત છે.

'કવિતા' શબ્દ અત્યારે પ્રચલિત અર્થમાં બહુ પ્રાચીન નથી. જે સમયે યુરોપના કે અંગ્રેજોના નવા ઝગમગાટે આપણા લોકોની આંખો આંજી નાંખી હતી અને આપણા વિદ્વાનોને સંસ્કૃતમાં શબ્દ હોય તે જોઇ કે ખોળીને લેવાની ફેરામ કે ફુરસદ હતી નહિ તે વખતે 'સુધારા' જેવા કેટલાક ગડબડિયા શબ્દો ગુજરાતી ભાષામાં દાખલ થયા અને તે ભેગો આ 'કવિતા' શબ્દ પણ ધકેલાયલો જણાય છે. કવિની કૃતિને સારૂ 'કાવ્ય' શબ્દ સરસ અને સુયોગ્ય છે અને કવિની નવનવોન્મેષ-શાલિની પ્રતિભા આદિ શક્તિઓના સમૂહના વાચક તરીકે 'કવિત્વ' શબ્દ પણ હતો જ તથાપિ 'કવિતા' આવી પડી. નાન્યતર શબ્દો કરતાં આ જમાનાને નારીજાતનો શબ્દ વધારે ગમશે એ ખ્યાલથી તે યોજાયો હોય તો આપણે તેના યોજકને દૂરદર્શિતાને સારૂ ધન્યવાદ આપવો પડે. પણ એ બીજી વાત છે. તથાપિ એટલું તો ખરૂં કે જેમ નવું માણસ આવે તે પોતાનું કામકાજ થોડા વખતમા ગોઠવી લે છે તેમ 'કવિતા'એ પણ પોતાનો સમાસ કરી લીધો છે. 'કાવ્યસમૂહ'ના અર્થમાં 'કવિતા' શબ્દ હાલ ઠીક કામ આપે છે અને બે શબ્દનું કાર્ય એક શબ્દથી થાય એને સાહિત્યના અર્થશાસ્ત્રીઓએ ઉત્સવનો પ્રસંગ માનવો જોઇયે.

'રસાત્મક વાક્ય એ કાવ્ય' આ વ્યાખ્યા કેટલાક વિવેચકો સ્વીકારે છે. તથાપિ એમાં અવ્યાપ્તિ કે અતિવ્યાપ્તિ જણાય તો આશ્ચર્ય નથી. રસ એ ભોક્તાની રસવૃત્તિની અપેક્ષા રાખે છે. કેટલાકને કેટલાક રસ ભાવતાજ નથી. જે જ્ઞાનગ્રંથોની પાછળ યતિઓ અને યોગીઓ પોતાના સમગ્ર જીવનને નોછાવર કરી દે છે તે ગ્રંથોમાં રસ નથી એમ કોણ કહી શકે? તથાપિ એ ગ્રંથોમાં ઘણાને રસ લાગતો નથી અથવા રસ પડતો નથી એ જાણીતી વાત છે. વળી રસની નિષ્પત્તિ બીજા ઘણા સંયોગોથી ઓછીવત્તી થાય છે. નોકર આવીને કહે કે 'પાણી લ્યો' એ વાક્યમાં અને પત્ની એજ વાક્ય કહે અને પુત્રી એજ વાક્ય વડે પાણીનો પ્યાલો ધરે એ ત્રણેમાં રસનિષ્પત્તિનો સુસ્પષ્ટ ભેદ છે વળી બીજી દૃષ્ટિએ જોઇયે તો રસનું પરમ તત્ત્વ આત્મા અથવા 'સર્વાધિનિવાસ' બ્રહ્મ છે. એના આનંદવડે જગત્ આનંદે છે એના આનંદ વિના પદાર્થોમાં આનંદ આપવાની શક્તિ નથી તો પદોમાં તો ક્યાંથીજ હોય? એટલે એક રીતે રસ એ આત્માના જેટલોજ સર્વદેશી છે, અને બીજી રીતે કવિની વાણી સાપેક્ષ રસમયતાજ ધરાવે છે. સર્વ ભાષાઓમાં તેમજ આપણી ભાષામાં એક કવિની વાણી એના કાન્તને પ્રિય લાગે અને કોઈ ખબરદાર એની ખબરે લઇ નાંખે. આ રીતે રસ એ સાપેક્ષ છે એટલુંજ નહિ પણ ગદ્યમાં પણ રસ હોઇ શકે, એ વિસરવા જેવું નથી. કેમકે એમાં રસ ન હોય તો યુવાન રસિકો નવલકથાઓ પાછળ રાતો ને રાતો કેમ ગાળે? પણ સાહિત્યદર્પણકારની એ વ્યાખ્યા કાવ્યના એવા પ્રધાન તત્ત્વને અનુબદ્ધ કરે છે કે આપણને એ ચારંગી વ્યાખ્યા ઊનતાવાળી છતાં ગમે છે; અને આપણે એની વધારે ચુંથાચુંથ નહિ કરિયે. જે વખતે મુદ્રણકળાદિ સાધનોને અભાવે ગદ્ય રચનાનો પ્રચાર નહોતો ત્યારે તેના વ્યાવર્તક લક્ષણની બહુ અપેક્ષાજ નહોતી. અને આપણી વ્યાખ્યાઓ એ પણ માત્ર એક બીજાના ભાવને સમજવાની સંજ્ઞાઓજ છે ને. 'જીવ અને જગતનું સુન્દર વાણીમાં અન્વીક્ષણ તે કવિતા' એ

વ્યાખ્યામાં રા. રા. નરસિંહરાવ ' સુન્દર વાણી ' એ શબ્દોવડે ગદ્યનો પરિહાર થયેલો માને છે[1] ત્યાં પણ ઉપરની વ્યાખ્યાના જેવુંજ સ્ખલન છે, જો કે એને સારૂ વિશ્વનાથ કવિને જેટલું નિમિત્ત હતું એટલું અત્યારે આપણને નથી. સુન્દર વાણીથી ગદ્ય વંચિતજ હોય એમ કોણ કહી શકશે ? ઉલટું, સૌન્દર્ય, માધુર્ય ઇત્યાદિ ઉત્તમ ગદ્યના ખાસ ગુણો છે. ગદ્ય એટલે શુષ્ક વિજ્ઞાન નહિ. લૅમ્બ, મોન્ટેન કે ચેસ્ટર્ટનના નિબંધોમાં, કાર્લાઇલ, મૅક્સમુલ્લર કે ડૉ. ઇન્જના પ્રબન્ધોમાં, કે ગ્રીન, મેકૉલે વા ગિબનનાં ઇતિવૃત્તોમાં કે મોલિયેર, ડિ ક્વીન્સી વા ઇબ્સેનના ગદ્ય પ્રવાહોમાં સૌંદર્ય નથી એમ કોણ કહી શકશે ? ત્યાં 'જીવ અને જગતનું સુન્દર વાણીમાં અન્વીક્ષણ છે ' અને તે છતાં એ ગદ્ય છે. આપણે અહીંજ, રા. ગોવર્દ્ધનરામભાઇ અને રા. આનન્દશંકરભાઇનાં ગદ્યોમાં સૌંદર્ય ક્યાં ઓછું છે ? ગદ્ય અને પદ્ય બન્ને સૌન્દર્યભર્યાં હોઈ શકે અને હવેના નવા દૃષ્ટિકોણવડે તો કદાચ સ્ત્રી કરતાં પુરૂષની પેઠે, પદ્ય કરતાં ગદ્ય વધારે સુન્દર ગણાવા લાગે તોય આશ્ચર્ય નહિ.

આપણો માનસસંક્ષોભ પ્રકટ કરવાનાં—ભાષણ, ગાન અને નૃત્ય એ ત્રણે મુખ્ય રૂપોની સાથે સાહિત્યનો સંબંધ છે. ભાષણ સાથે ગદ્યનો અને ગાન સાથે પદ્યનો વિશેષ. સવિશેષ રૂપમાં કવિતા પ્રથમ ગાન રૂપેજ પ્રકટ થઇ હશે એમ સહજ કલ્પના કરાય છે. ઘણીખરી ભાષાઓમાં કવિતા ગાવાનો પ્રચાર છે. અંગ્રેજી આદિ ભાષાઓમાં વિકલ્પ છે, ત્યાં પણ ગીતકાવ્યો ઉપરાંત ઊર્મિકાવ્યો પણ સંગીત સાથે પ્રાચીન અને આંતરિક સંબંધ ધરાવે છે. અને તે ભાષાનાં સાદાં કાવ્યોમાં પણ ડોલન અથવા તાલબન્ધ હોય છે. રહસ્યભેદી વિવેચક વૉટ્સ ડન્ટન બતાવે છે તેમ પદ્યમાત્રના સંગીતની મોહકતા ગદ્યના સંગીતની—તાનની—મોહકતા કરતાં જૂદી પડે છે તે નિયમિત તાલબન્ધમાં. અથવા કહિયે કે ગદ્ય અને પદ્ય એ બેનો ઢાઠ નિરાળો હોય છે. ત્યારે આ અપદ્યાગદ્યની

---

1 જુઓ વસન્ત માઘ ૧૯૮૪ પૃ. ૧૧.

ધમાલ કેમ,–આપણી ભાષામાં અને બીજી ભાષાઓમાં પણ:—એ સહજ પ્રશ્ન થાય છે. આ સંબન્ધે મ્હને તો લાગે છે કે માનવ સ્વભાવ જોતાં નિરાકરણ અઘરૂં નથી. કાવ્ય શબ્દ જૂના ખાનદાનનો પુરાતન કુલિનતાવાળો છે એટલે એના તરફ આકર્ષણ વધારે રહે છે. બીજી તરફથી ઉદાત્તભાવોનાં સૌંદર્ય, સૌષ્ઠવ અને સૌરભ એવાં મનોહર હોય છે કે એને કવિતા કહેવાની સહજ વૃત્તિ થઈ આવે છે. એજ રીતે ડિ કવીન્સીના 'અફીણી' જેવા ઊર્મિભર્યા કે બાણની 'કાદંબરી' જેવા ભવ્યતાભર્યા ગદ્યગ્રંથોને ગદ્યકાવ્યો કહેવામાં આવે છે. અને એવા તેવા ગ્રંથોને તેના પ્રેમીઓ કે ઉત્પાદકો કદાચ કવિતા ઠરાવવા મથે તો તેમાં પણ આશ્ચર્ય નથી. પણ વસ્તુસ્થિતિ વિચારતાં કહેવું પડે કે એ બધાંને કદાચ આપણે કાવ્ય કહિયે પણ તે માત્ર શબ્દશક્તિના અતિદેશથી: જેમ ડૉ. ન્યુમૅનને ઇગ્લાંડનો 'બ્રાહ્મણ' કહિયે એ રીતે. એવી રીતે આપણે શબ્દપ્રયોગ કરતા નથી એમ નથી પણ જાણીને કરિયે તો ઠીક. મ્હને તો એમ પણ લાગે છે કે અંગ્રેજી કવિતા જેટલે અંશે ગાનથી વિમુખ થઇ છે તેટલે અંશે તેની ઊણપ છે, અને તેથી તે હૃદયને એટલી ઓછી અસર કરી શકે છે. તથાપિ એમાં નિયમિત ડોલન અથવા તાલબન્ધનું તત્ત્વ હોવાથી તે કવિતાના વાસ્તવિક પ્રદેશમાં તો છેજ. સંગીત અને કવિતાની દેવીઓના સહીપણામાં લગભગ પતિપત્નીનું દ્વૈતાદ્વૈત છે. અથવા સરસ્વતીજ વીણાવાહિની ક્યાં નથી? તેના એક કરમાં ગ્રંથ છે તેમાં ગદ્ય ને પદ્ય બે ઉભરાય છે; તે બન્નેના રસોને બીજા કરની વીણા પુષ્ટિ આપે છે; અને ત્રીજા કરની માળા બન્નેના સંગીતના પરમ ધ્યેયને વ્યંજી રહી છે.

પશ્ચિમના અનેક વિવેચકોની વિગ્રહભૂમિ જેવી મૅથ્યુ આર્નોલ્ડની વ્યંજનાભરી લક્ષણરેખા તરફ પણ દૃષ્ટિપ્રક્ષેપ કરિ લઇયે. એ પ્રખ્યાત વિવેચક કવિતાને "જીવનની ચર્ચા"ની દૃષ્ટિએ જુએ છે. પણ ચર્ચા એતો બુદ્ધિપ્રધાન વસ્તુ છે; અને કવિતા એ ઊર્મિપ્રધાન અથવા લાગણીના

પ્રાધાન્યવાળું સાહિત્ય છે. ચર્ચાનું વાહન ગદ્ય છે. પદ્ય પણ બહુધા નથી અને કવિતા તો ભાગ્યેજ એ પ્રદેશમાં વિચરે છે. પોપનાં ચર્ચાત્મક કાવ્યો કાવ્યો તરીકે બહુ સફળ કૃતિઓ નથી એ જાણીતું છે. વિશાળ અથવા ગૌરવભર્યા અર્થમાં ચર્ચા શબ્દને લઇયે તોપણ ચર્ચાની ભાવનાજ કવિની પ્રેરક નથી અને તેથી જે ભાવના બીજમાંજ વિરાજતી નથી તેને તેના લક્ષણમાં પ્રાધાન્ય આપવું, એ અનુપયુક્ત છે. કવિતા એ જીવનની 'ચર્ચા'–Criticism–નહિ પણ જીવનની સમીક્ષા (Review) છે. અને જેટલે અંશે સમીક્ષા એ ચર્ચા હોય એટલે અંશે એ ચર્ચા પણ છે એમ કહેવામાં હરકત નથી. પણ આ ભેદ આપણે કરવો એટલા માટે પડે છે કે કવિની રસવૃત્તિનું દૃષ્ટિબિન્દુ અને પ્રેરક તત્ત્વ જીવનની ચર્ચા નહિ પણ જીવનની સમીક્ષા એ હોય છે. એક રીતે કહિએ તો કવિ ચર્ચામાં ઉતરતોજ નથી પણ પોતાના ખંડદર્શનને, સમ્યગ્‌દર્શનને કે સમગ્રદર્શનને તેની કાવ્યસૃષ્ટિમાં આલેખે છે. એમ બને કે જે જમાનામાં હુલ્લડો મચાવવાની પ્રવૃત્તિ જોસમાં હોય તે જમાનામાં કવિના કાવ્યમાં પણ આઘાત કે પ્રત્યાઘાત રૂપે જીવનચર્ચાને અનાયાસે સ્થાન મળી જાય પણ એ આકસ્મિક છે સ્વાભાવિક નથી. અને ત્યારે પણ કવિના કથનનો ચર્ચાત્મક અંશ ઘણું ખરૂં ગદ્યમાંજ વિસ્તરે છે. મિલ્ટન એ ગદ્ય અને પદ્ય બન્નેમાં સમર્થ કલાવિદ્ હતો પણ એના ચર્ચાત્મક ગ્રંથો ગદ્યમાંજ છે અને એનું કવિત્વ તો પૅરેડાઇઝ લૉસ્ટ, લિસિડાસ આદિ ગ્રંથોમાંજ પ્રભવે છે. હાર્ડીનાં મનોહર ઊર્મિકાવ્યો– ચંદ્રમા' ઇત્યાદિ–માં માનવપ્રગતિના નૂતનપ્રવાહની ચર્ચા આવી જાય છે પણ એમાં આદર્શ તો સમીક્ષાનોજ છે.

બુદ્ધિના વિવાદો એ કવિતાના પ્રદેશને બહુધા અસંમત છે તથાપિ બુદ્ધિના પ્રસાદથી તો ઉત્તમ કવિતા વંચિત હોતીજ નથી. જેને નૈસર્ગિક જ્ઞાન (ઇન્ટયુઇશન) કહેવામાં આવે છે એ એવા દેડકાની પાંચ્છેરી છે કે એના ઉપર હું બહુ ભાર મૂકતો નથી પણ જે સત્ત્વમય તત્ત્વદૃષ્ટિ આપણને અપેક્ષિત છે તેનો વ્યવહાર 'બુદ્ધિનો પ્રસાદ' એ શબ્દોવડે કરૂં છું. કવિતા

અને બુદ્ધિને વિરોધ નથી એટલુંજ નહિ પણ આદર્શ કવિતા તો બુદ્ધિના વાસ્તવિક ઝંકાર્ રણકારનો આવિર્ભાવ છે. જ્યાં બુદ્ધિ સત્યથી ચલિત થઇ તર્ક જોડે વ્યભિચાર કરવા ઉદ્યુક્ત થાય છે ત્યાં કવિતા તેનો હાથ ઝાલી તેને શરમાવી દઇ તેના સાત્વિક ભાવને પ્રબુદ્ધ કરે છે. અને આ મહાકર્તવ્યમાંજ કવિતાનું ઉજ્જવલ ભવિષ્ય છે. નાસ્તિકતાની દુર્ગુણમાં યોજવાની કે પતનના માર્ગમાં દોરવાને લખાયેલી કવિતા આપણી નજરે બહુ ચડતી નથી. એવા સંદેશો પ્હોંચાડનારા ગદ્યમાંજ લખે છે અને પદ્યમાં લખે તો તે પદ્યમાત્ર રહી જાય છે તેમાં કવિતા વિરાજતી નથી. કારણ કે જે 'મહાસંવાદ' કવિતાને અભિપ્રેત અને સંમત છે તે આવા વિસંવાદી સાહિત્યમાં હોતો નથી. મનુષ્યોને યુદ્ધમાં યોજનારાં કાવ્યોની કમાન પણ 'યુદ્ધ' એ કર્તવ્ય છે, એમ બતાવવા તરફ હોય છે. અને કર્તવ્યનિષ્ઠા તરફની પ્રેરણા એ કાવ્યનો સુયોગ્ય પ્રદેશ છે.

કેટલાક વિવેચકો કવિતાના પ્રદેશનિર્ણયમાં લાગણી અથવા ઊર્મિ ઉપર એટલો બધો ભાર મૂકે છે કે તેઓ વિવેકદૃષ્ટિવાળી કે તત્ત્વ ચિંતનવાળી કવિતાને કવિતા ગણતાં આંચકો ખાય છે. અલબત એટલું ખરૂં છે કે માત્ર તત્ત્વચિંતનજ હોય તો તેને કવિતા ન કહેવાય. પણ તેમાં કવિતાને અભીષ્ટ જે માધુર્ય, તાલબન્ધ અને રસોર્મિ, તે હોય તો તેને કવિતાજ કહેવી પડે. એવી કવિતા અઘરી છે ખરી પણ અશક્ય નથી. યોગવાસિષ્ઠમાં શ્લોકો ને શ્લોકો અમૃતની ધારાની પેઠે સ્રવે છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં સ્થિતપ્રજ્ઞની સ્થિતિનો આખો શ્લોક–સમુચ્ચય એક મનોહર કાવ્ય છે. અખાની કૈવલ્યગીતાની પ્હેલી બે લીટીમાંજ કેવું સરસ કવિત્વ દિસે છે:—

આ તું પૂરણ પુરૂષોત્તમ પરબ્રહ્મ
દેખું છું હાજરા હજૂર રે;
પરા પારથો બોલે પ્રાણપતિ
કેમ કહું નેણથી દૂર રે.

'કૈવલ્યગીતા'માં સર્વત્ર આવી મીઠાશ નથી તથાપિ તેને કવિતામાંથી બાદ કરવા જેવું પણ નથી. નરસિંહ મહેતાનાં તો "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ" ઇત્યાદિ અનેક જ્ઞાનનાં પદો સુવિખ્યાત છે. એમ છતાં એટલું કહેવું જોઇએ કે વિદ્યા અને કવિતાનો સંયોગ દુર્લભ છે. અને એ સંયોગ સંસ્કૃત ભાષાના વાઙ્મયમાં જેટલો પ્રાપ્ય છે એટલે બીજે કહીં નથી.

કવિતા એ એના ઉત્તમ સ્વરૂપમાં આત્માના આધ્યાત્મિક સામર્થ્યની પ્રસાદી છે; અને એ રીતે માનવ હૃદયના ઉન્નત ભાવોના ઉદ્રેકની પ્રતિનિધિરૂપ હોવાથી સમગ્ર માનવ હૃદય ઉપર એની બલિષ્ઠ અસરો હોય એમાં આશ્ચર્ય નથી. એરિસ્ટૉટલ તો કવિતાને એક શક્તિ, બલ અથવા સામર્થ્યરૂપ ગણે છે. શ્રેષ્ઠ કવિતા કવિ-હૃદયમાંથી કોઇ કોઇ ધન્ય ક્ષણે—અને સિદ્ધ—સામર્થ્ય કવિઓમાંથી અનવરત પ્રવાહે—એવી સ્વાભાવિક રીતે ઝરે છે, એમાં માનવજીવનની ઉષ્મા અને મિઠાશ એવી ઓતપ્રોત થઈ ગઈ હોય છે કે એમાં માનવ—હૃદય અનાયાસેજ, સાહજિક પ્રેમેજ સ્નાન કરવા સરી પડે છે. એ કાવ્ય—સરિતામાં ન્હાતાં પરિશ્રમ લાગતો નથી અને ફરી ફરીને એનાં ગુંજનોવડે એમાં ડુબકી મારતાં મન ધરાતુંજ નથી. આવી કવિતા—સરિતાની શક્તિ વિષે કોને સંદેહ હોઇ શકે ?

આપણા કાવ્યશાસ્ત્રીઓ અખિલ કાવ્ય—સમાહારના વિવિધ રીતે વિભાગ કરે છે. કેટલાક તાત્ત્વિક પદ્ધતિએ વિચાર કરી ધ્વનિકાવ્ય અને ચિત્રકાવ્ય એવા બે વિભાગ કરે છે. સાહિત્યદર્પણકાર દૃશ્ય અને શ્રાવ્ય એવા ભેદ પણ કરે છે. દૃશ્યકાવ્યમાં નાટકની ગણના છે. મ્હને લાગે છે કે નાટકની કાવ્યમાં ગણના પણ પ્હેલાંના સમયમાં નાટ્યકૃતિઓ સ્વતંત્ર વિભાગ માગે એટલી બધી નહોતી અને તેનો ઉત્તમ સાહિત્યમાં સમાવેશ કરવાનો હતો તેનેજ મુખ્યત્વે આભારી હશે. પણ હવે જેમ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના પ્રદેશોમાં જૂદાં જૂદાં ખાતાંઓ પોતાનું સ્વરાજ્ય માગવા

લાગ્યાં છે તેમ સાહિત્યમાં પણ મોડો વ્હેલો નાટકને આપણે તેનો સ્વતંત્ર વિભાગ કરી આપવો પડશે. ગ્રીક સાહિત્યમાં અને તેના આદર્શોમાંથી પ્રસવેલા લૅટીન સાહિત્યમાં ઈસ્કિલસ, સોફોક્લીઝ, યુરીપિડીઝ, પ્લૉટસ, ટેરેન્સ ઇત્યાદિનાં નાટકોનો મહિમા પ્રસિદ્ધ છે. અને એરિસ્ટોટલથી લઇ હાલના ડૉ. વૉટ્સ ડન્ટન જેવા પ્રધાન વિવેચકો નાટ્ય કવિતાને કાવ્ય–સમાહારમાં સ્થાન આપે છે. આપણે આ બન્ને દૃષ્ટિ બિન્દુઓનું સમાધાન એમ કરીશું કે નાટયકવિતા એટલે નાટક નહિ પણ નાટકમાં આવતી કવિતા. નાટકમાં મહિમાભર્યા ગદ્યની મહત્તા ગદ્યની વધતી જતી ક્રાંતિને સારૂ આપણે કાં રહેવા ન દઇએ? એટલે કહિયે કે નાટક એ મિશ્ર પ્રબન્ધઃ અને તેમાં રસોજ્જ્વલ કાવ્ય તેમજ રસોજ્જ્વલ ગદ્ય હોઇ શકે, નાટકમાં જ્યાં કાવ્ય હોય તેનેજ કાવ્ય કહેવું એ સયુક્તિક છે. નાટકમાં કાવ્ય હોય તથાપિ નાટક એટલેજ કાવ્ય એમ નહિ. અને જે અવનવાં નાટકો દિવસે દિવસે–કે રાત્રે રાત્રે–થતાં જાય છે તેનાં રૂપ રંગ જોતાં આવો જ અભિપ્રાય જતે દહાડે યોગ્ય ગણાતો જશે એમ મ્હને લાગે છે. काव्येषु नाटकं रम्यं એ જૂની ઉક્તિ છે. પણ નવા જમાનામાં નાટકોનો પ્રદેશ તો એવડો મ્હોટો છે કે એમણે કાવ્ય પાસેથી પોતાની સ્વતંત્રતા મેળવી લીધી છે, એમ કહેવામાંયે હરકત નથી.

પાશ્ચાત્ય દેશોમાં સ્વીકારાયેલા કવિતાના ત્રણ વિભાગ ખ્યાતિકાવ્ય, નાટયકાવ્ય અને ઊર્મિકાવ્યમાંથી નાટક, નાટક તરીકે આ પ્રમાણે પોતાના રૂપથી સરી પડે છે એટલુંજ નહિ પણ નાટયકાવ્ય એ પણ તે તે પાત્રની ઊર્મિનુંજ સંવાદક હોવાથી–અથવા હોવાને યોજાયેલું હોવાથી–તે ઊર્મિકાવ્યની ગણનામાં પણ આવી શકે. નાટકમાં જ્યાં પાત્રની ભાષા કાવ્યરૂપે દૃષ્ટિગોચર થાય ત્યાં ઊર્મિ હોયજ. ઊર્મિ ન હોય તો ત્યાં કાવ્યને સ્થાનજ ભાગ્યે હોઇ શકે. એ રીતે વર્ણનકાવ્ય અથવા ખ્યાતિકાવ્ય અને ઊર્મિકાવ્ય એવા બે ભાગ રહે છે; અને તે ભાગનાં વર્તુલો પણ એકબીજામાં કોઇ કોઇ વાર ભળી જાય છે. વીરકાવ્ય એ ખ્યાતિકાવ્યોનો વિભાગ

ગણાય છે. છતાં મિલ્ટનના 'પૅરેડાઇઝ લૅાસ્ટ'માં ઊર્મિકાવ્યો ક્યાં ઉભરાતાં નથી ? કીયું કાવ્ય ઊર્મિકાવ્યના નામને આનાથી વધારે પાત્ર હોઇ શકે ?

My author and disposer, What thou bidd'st,
Unargued I obey : so God ordains,
God is thy law, Thou mine : to know no more,
Is woman's happiest knowledge and her praise.

આ કાવ્યમાં કવિ પોતાના નાથને પોતાના માનસ સરોવરની ભવ્ય વાડમયી ઊર્મિઓમાંજ નવરાવે છે ને. અહીં કવિના હૃદયમાં વસેલાં સત્ત્વો-ભાવનાઓ, આદર્શો, ઊર્મિઓ ને આશયો સ્નેહજીવનના સંવાદનું સંગીત ઉચ્ચારે છે-સેનાને કવિના માનસને અસર કરી તે પ્હેલાનું. એજ સંગીત મનુષ્યજાતિના પિતાની ઉદાર સ્મૃતિમાં વિલસે છેઃ—

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ मनुः

કહે છે કે કેટલાક અવાર્ચીનોને મિલ્ટન ગમતો નથી. શેનો ગમે ? અને મિલ્ટન ન ગમે તો મનુની વાત ક્યાં ?

દુનિયાંનાં બધાં સફળ વીરકાવ્યો સંબંધે એક બાત નોંધવા જેવી છે અને તે એ કે તે સર્વમાં ધર્મનું પ્રાધાન્ય તરી આવે છે. આત્માનો ધર્મ જોડે ઘનિષ્ઠ સંબંધ હોઇ આવાં મહાકાવ્યોમાં ધર્મભાવના ઓતપ્રોત હોય એમાં આશ્ચર્ય નથી. માનવીની સમગ્ર જીવનચર્યાના વિશાળ ભવનમાં અનેક ખંડો છે. કોઇ ભોજનને સારૂ, કોઈ સ્નાનને સારૂ, કોઇ વિહારને સારૂ નિર્મિત થયેલા હોય છે. કોઈ બાહ્ય જનોને આસનાર્ઘ્ય આપવા શણગારી રાખેલા હોય છે અને કોકમાં અંતરના અવાસ હોય છે. એવીને એવીજ પરિસ્થિતિ સાહિત્યરૂપી જીવનપ્રતિબિંબમાં પણ હોય છે. એ પ્રતિબિંબ યથાસ્થિત હોય કે જાડું પ્હોળું હોય કે વાંકું વચકું હોય તેનો આધાર જે આદર્શમાં-આયનામાં-તે પ્રતિબિંબ પડ્યું હોય

ાના ઉપર રહે. મ્હોંનાં ભાતભાતનાં મોરાં દેખાય એવાં દર્પણ વિજ્ઞાનની
ામજ સાહિત્યની પ્રયોગશાળામાં બહુયે હોય છે. અને મલિન આદર્શોમાં
કજળાં મ્હોડાં ઝાંખાં દેખાય એ પણ સામાન્ય અનુભવની વાત છે.
આંખ એ એક દર્પણ છે એમ કહે છે અને અંતઃકરણ એ પણ એક
ર્પણુજ છે, જેમાં પરમાત્માનો આશ્ચર્યકર વિલાસ અનેકરૂપે ભાસે છે.
્રત્યેક દર્પણુમાં તેના ગુણદોષ પ્રમાણે જગતનું સમગ્રદર્શન વા પદાર્થનું
ખંડદર્શન થાય છે. બલિહારી એ આદર્શની છે કે જેના સમગ્રદર્શનમાં
સત્ય અને શાન્તિના નિત્યના વાસ છે. આવા સમગ્રદર્શનને લીધેજ
દુનિયાનાં વીરકાવ્યો મનુષ્યોની ચિરંતન પૂજાને પાત્ર થાય છે.

કેટલાક પાશ્ચાત્ય પંડિતો કવિઓના બે મુખ્ય પ્રકારની કલ્પના પણ
કરે છે. તેઓ કવિઓને (Poets of Energy) ચેતનાભર્યા કવિઓ
અને (Poets of Art) કલાપ્રધાન કવિઓમાં વ્હેંચી નાંખે છે.
જેમકે જૂના કવિઓમાં પિંડાર અને નવા કવિઓમાં મિસિસ બ્રાઉનિંગ
એ ચેતનાપ્રધાન કવિઓમાં ગણાય છે; અને લૅટિન કવિ વર્જિલ તેમજ
અંગ્રેજ કવિ કીટ્સ એમની ગણના કલાપ્રધાન કવિઓમાં છે. એકમાં
ઉત્સાહભર્યા અથવા ઊર્મિભર્યા આત્માનાં ઓજસ્ છલકાય છે અને બીજામાં
કલાઓની ઘુતિ, શોભા અને મોહિની ચમકે છે. હોમર, ડાન્ટે અને
મિલ્ટન જેવા મહાકવિઓ સંબધે કહેવાય છે કે તેમનામાં ચેતના અને
કલાની સમૃદ્ધિઓ સમાન રીતે વિલસે છે. એ રીતે નર્મદને આપણે
ચેતનાપ્રધાન અને દલપતરામને આપણે કલાપ્રધાન કવિ કહી શકિયે.
વિરોધાભાસની ખાતર એમે કહેવાનું મન થાય કે કલાપિમાં બળ વધારે છે
અને રા. બળવંતરાયમાં કલા વધારે છે; પણ ન્હાનાલાલની પેઠે કલાપિમાં
કલાનો અંશ પણ લગભગ ચેતનાના જેટલોજ છે. ચેતનાપ્રધાન કવિતાની
અસર એકંદરે જનસમુદાયમાં વિશેષ થાય, કલાપ્રધાન કવિતાની કદર
સંસ્કારીસમાજમાં વિશેષ થાય. ચેતના અને કલા ઉભયની સમાનતાવાળા
કવિઓમાં પણ શેઠિયાઓની પેઠે કોઇ મ્હોટા અને કોઇ ન્હાના,

કોઈ મ્હોળા હાથવાળા અને કોઇ સાંકડા હાથવાળા, કોઇ બાપદાદાની આનદાનીવાળા અને કોઈ હાથ મારીને તર થયેલા હોઇ શકે.

આપણે એમ કહી શકિયે કે આંતરપ્રેરણા અને બાહ્ય પ્રેરણાનું અનુક્રમે ઊર્મિકાવ્યમાં અને ખ્યાતિકાવ્યમાં પ્રાધાન્ય હોય. સુવિખ્યાત 'ગોપિકાગીત' કે 'ઇન મેમોરિયમ' એ ઊર્મિકાવ્ય છે, રા. નરસિંહરાવનું 'અભિમન્યુ અને ઉત્તરા' કે મૅકૉલેનું 'હૉરેશિયસ' એ ખ્યાતિકાવ્ય છે; ગ્રેની 'એલિજી'ને રા. બળવંતરાય ઠાકોરનું 'ફ્રાયસાગર' એ અનુક્રમે શૃંગાર અને કરુણરસનાં ઊર્મિ અને ખ્યાતિ ઉભયના પ્રાધાન્યવાળાં મિશ્રકાવ્યો છે.

કવિતાના વિભાગ બીજી રીતે પણ કરી શકાય. વિષય પરત્વે તે ઇશ્વર–પ્રધાન, જીવ–પ્રધાન કે જગત્–પ્રધાન હોઇ શકે. જેમકે આગળના નરસિંહ મ્હેતા, દયારામ આદિ કવિઓની કવિતા ઈશ્વરપ્રધાન છે, બર્ન્સ અને બાયરનનાં ઘણાં કાવ્યો જીવપ્રધાન છે. રા. નરસિંહરાવનું 'ધુવડ' અને બોટાદકરની 'પોયણી' એ પણ જીવપ્રધાન કાવ્યો કહેવાય. કીટસનું 'ગ્રીશિયન ચંબુ' ઉપરનું કાવ્ય અથવા લલિતનું 'કયાં છે મજા ?' એ જગત્પ્રધાન કાવ્ય કહી શકાય. આ ત્રણે પ્રકારનાં કાવ્યોના પાછા મિશ્ર વર્ગો હોઇ શકે.

તે પછી વાતાવરણ પરત્વે કાવ્યોના સાત્વિક, રાજસી અને તામસી એમ ત્રણ વિભાગો પણ કરી શકાય એવા અને ધ્યાનમાં લેવા જેવા છે. મનોવૃત્તિને વિદ્યાના આનંદમાં પ્રેરે તે સાત્વિક, ક્રિયાના કે વિષયોના સુખમાં કે શોકમાં પ્રેરે એ રાજસી અને પ્રમાદની તમોગુણી મજાહો કે મુંઝવણોમાં પ્રેરે તેને તામસી કવિતા કહિયે. સાત્વિકનાં ઉદાહરણોમાં ત્રણ પ્રકાર હોઇ શકે: આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક. ત્રણેનાં ઉદાહરણ ગીર્વાણ ભાષામાંથીજ લઈ લઇયે:—

पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्यमर्घ्यंच शुद्धस्याचमनं कुतः ॥ (परापूजा)

અથવા

> तौ दम्पती नमस्कुर्मे नवरसामयदिवाङ्मयम् ।
> रूपं वहन्तौ दम्पत्योर्भाग्यसीमैकसूचकौ ॥

અથવા
(विचारत्रयी)

> कामं ववर्ष पर्जन्यः सर्वकामदुघा मही ।
> सिषिचुः स्म व्रजान् गावः पयसोधस्वतीर्मुदा ॥

(श्रीमद्भागवतम्)

આ ત્રણે સંબંધી ટીકા–ભાષ્યમાં આપણે અત્યારે નહિ ઉતરિયે. રાજસી વાતાવરણનું ઉદાહરણ આપણી ભાષામાંથી લઇએ. તેમાં પણ વિભાગો ઉપર કહ્યા એવા આધ્યાત્મિકાદિ હોઇ શકે. પણ દૃષ્ટાંત તો એકજ એ ત્રણેને સ્પર્શ કરે એવું રા. નરસિંહરાવ કૃત 'ઉષા'માંથી ઉતારું છું:—

> "સનાતન યૌવને રાતી હસું આનંદ હું લ્હાતી
> સુતી રવિ નાથની સંગે ઉઠું વ્હેલી કંઇ ઉમંગે
> ગગનનું આંગણું રંગે પુરું હું કાંઇ મલકાતી."

તામસી વાતાવરણવાળી કવિતાનું દૃષ્ટાંત શૈકસપીયરના "મેઝર ફૉર મેઝર"માંની ડ્યુકની ઉક્તિમાંથી લઇયે:—

> Might there not be a charity in sin,
> To save this brother's life?

વધારે દૃષ્ટાંતોની આવશ્યકતા નથી.

વળી કવિતાના રૂપને અંગે પણ વિભાગો થઈ શકે. રૂપમાં સૌંદર્યને પ્રાધાન્ય આપીને, કાન્તિને પ્રાધાન્ય આપીને અથવા ચેતનાને પ્રાધાન્ય આપીને ભિન્ન ભિન્ન વિભાગો થઈ શકે. પણ રૂપ એ એવો વિષય છે કે એની પ્રભાની ન્યૂનાધિકતા જોવામાં સૂક્ષ્મ કલાદૃષ્ટિ જોઇયે એટલુંજ નહિ પણ અધિકારભેદે તેનું દર્શન પણ જૂદું હોઈ શકે. દૃષ્ટાંત તરીકે વર્ણોની વરણી એ કવિઓની સૌંદર્યસાધનાનો એક પ્રધાન પ્રયોગ છે.

પણ ત્યાંયે ગ્રીક વિદ્વાન ડાયોનીશિયસ, અને કેટલાક અંગ્રેજ વિવેચકો ઇત્યાદિ ઉષ્માક્ષરોને કાવ્યમાં વર્જ્ય ગણે છે ત્યારે આપણી ગુજરાતી કવિતામાં એ અક્ષરો વિશિષ્ટ માધુર્યના અનુવાહક ગણાય છે. આપણી ભાષામાંજ કેટલાકને પ્રાસાનુપ્રાસ વગર કાવ્ય ધ્યાનમાંજ આવતું નથી અને કેટલાક અનુપ્રાસનું થોડુંક અસામ્ય કે વૈવિધ્યની મનોહરતા હોય તો તેને વધારે પસંદ કરે છે. કેટલાક વર્ણપુનરાવર્તનને પસંદ કરે છે અને કેટલાક તેનાથી કંટાળો ખાય છે. અલબત આમાં ઘણેખરે સ્થળે તો સુવર્ણાંકિત મધ્ય માર્ગ હોઇ શકે પણ એ વિષય વધારે ગહન અને વિશિષ્ટ પરિભાષાને અવલંબન કરતો હોઇ અત્યારે આપણે તેમાં ઉતરીશું નહિ.

એક રીતે જોતાં ખ્યાતિકાવ્ય ને ઊર્મિકાવ્ય એ વિભાગો પણ રૂપને અંગે ગણી શકાય ખરા. વીરકાવ્યો સંબંધે આપણે કંઇક કહ્યું છે. વીર કવિતાની પંક્તિ સામાન્ય રીતે ચડિયાતી ગણાય છે પણ તેનું કારણ એ છે કે એનાથી મહત્તર કવિતા રચવી અઘરી છે. પણ જો માનવ-ઊર્મિ એ માનવના વર્ણન કરતાં મિષ્ટતર વસ્તુ હોય તો મહિમાભર્યું ઊર્મિકાવ્ય, મહિમાભર્યા વર્ણનકાવ્ય કરતાં ઉચ્ચતર પંક્તિએ આવી શકે એમાં નવાઇ નથી. વૉટ્સ ડન્ટન જણાવે છે[1] કે હિબ્રુભાષામાં જે પ્રભાવશાળી ઊર્મિકાવ્યો છે તેની પંક્તિ વીરકાવ્યોની હારમાં છે. એ કાવ્યોને એ મહાઊર્મિકાવ્ય (Great Lyric) નું નામ આપે છે. તેનું પ્રધાન લક્ષણ એ છે કે તે ધાર્મિક હોવું જોઇયે એટલે આત્માનું ઇશ્વર પ્રત્યેનું એકાન્તિક વહન તેમાં હોવું જોઇયે. એ કાવ્યનાં ત્રણ મુખ્ય તત્ત્વો એ બતાવે છેઃ—અનહંકાર, સામર્થ્ય અને કાન્તિ. એ મહા ઊર્મિકાવ્યથી વેદનાં સૂક્તોને અપૌરુષેય તરીકે અપર કોટિમાં રાખિયે તો શ્રીમદ્ ભાગવતને ઉત્કૃષ્ટ મહાઊર્મિકાવ્ય ગણી શકાય. ભાગવતની કાવ્યપ્રભા સુવિખ્યાત છે. ‘પંડિતની પરીક્ષા ભાગવતમાં’ એ કહેવત થઇ પડી છે. એ ગ્રંથ ભારતના સીમાન્તો સુધી આર્યોનું ભક્તસ્થાન

૧ જુઓ એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા આવૃત્તિ ૧૧ મી ગ્રં. ૨૧ પૃ. ૮૮૭.

થઇ રહ્યો છે અને એને આધારે ત્રણુ ચાર ધર્મસંપ્રદાયો નીકળ્યા છે એટલે એના સામર્થ્ય વિષે પણુ કહેવાપણું નથી. અને એ ગ્રંથની સાત્વિકતા એટલી બધી છે કે અભિમાન ગલિત કરવામાં **ભાગવતનો** પ્રસાદ અદ્વિતીય ગણાય છે. એવો મહાઊર્મિકાવ્યનો એવડો સુબદ્ધ ગ્રંથ બીજી કોઇ ભાષામાં જાણ્યામાં નથી.

તથાપિ મહાઊર્મિકાવ્યના પ્રકારમાં આવે એવાં ખંડકાવ્યો તો આપણા દેશની હિન્દી, બંગાળી, મરાઠી, ગુજરાતી ઇત્યાદિ સર્વ ભાષાઓમાં પુષ્કળ છે. એ કાવ્યોનું એક મુખ્ય તત્ત્વ 'અનહંકાર' એ આધુનિક કલાપ્રધાન અને અહંતાપ્રધાન ઊર્મિકાવ્યોનું આબાદ વ્યાવર્તક છે. આ કાવ્યોને એ કાવ્યો વચ્ચે અભિમાની અને નિરભિમાની મહાપુરુષ જેટલો ફેર પડી જાય છે એ આપણે કેટલીકવાર ભૂલી જઇયે છિયે. **નરસિંહ** મ્હેતાનાં કેટલાંક પદોને આવી ઉત્તમ પંક્તિજ આપવી પડે. એનું એક પ્રભાતમંગળ કાવ્ય લઇયેઃ—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.

પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહિયો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એજ આશે.

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મનતણી શોધના,
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

એવું ને એવું ભક્તિજ્યોત **મીરાં**નું પેલું રસભર્યું પદ છે તેની પ્હેલી બે પંક્તિઓ માત્ર વાનગી સારૂ લઇયેઃ—

કયાં ગયો રે પેલો મોરલીવાળો
 અમારા ઘુંઘટ ખોલીરે,
કયાં ગયો રે પેલો વાંસળીવાળો
 અમને રંગમાં રોળી રે.

આવાં ભકિતનાં ઓજસ્ભર્યાં પદો એકાદ કવિમાં છે એમ નથી. દષ્ટાંતો આપતાં થાકિયે એવું છે. ભાલણના એક પદનો રસઘુંટડો લઇ આગળ ચાલિયે.

સજની ત્યાં લઇ મને ચાલ,
જ્યાં જગજીવન નંદનો લાલ,
વ્હાલો વેણ વાય રસાળ,
 ત્યાં હું જઈ રહું રે.
હરિ વિણ આતુર મ્હારૂં અંગ,
કહીં એ દેખીશ રૂપ ત્રિભંગ,
મુને શામળીયાનો સંગ,
 રહી શકું નહિ રે.
જો હું દેખું દેવ મોરારી,
તો હરિને રાખું હૈડાપર વારી,
વારૂં તન મનથી ઓવારી,
 અળગી રહું નહિ રે.

આવાં કાવ્યોને ન્હાનાં મહા–ઊર્મિકાવ્યોમાં ગણી શકાય. એ ઊર્મિકાવ્યોમાં સૌંદર્ય છે, સામર્થ્ય છે અને કાંઇ કરી નાંખવાના અભિમાનનો અંશ નથી. કહેવાય છે કે વીરકાવ્યની નીપજનાં આબોહવા આપણી નવી દુનિયામાંથી ચાલ્યાં ગયાં છે. પણ એની સાથે ઉભાં રહે એવાં ઊર્મિકાવ્યોનાં આંદોલનો હજી આપણા દેશમાંથી ગયાં નથી એ આપણું સદ્ભાગ્ય છે. એ આન્દોલનો નવા વાતાવરણમાં પણ આપણા કવિઓએ ઝીલ્યાં છે. કવિવર ટાગોરે તો એને આધારે નવું વાતાવરણ સર્જ્યું છે એમ કહિયે તો પણ કહી શકાય. આવાં આન્દોલનોની લહરિઓમાં રા. ખબરદારનું હમણાં હમણાંજ પ્રસિદ્ધ થયેલું સુન્દર કાવ્ય સ્મરણમાં આવે છે. એ દ્યુતિભર્યા કાવ્યના નવા રંગનાં દર્શન કરિયે.

ટૌંચ. ક્યાં છે સંતાયો મારો સાહેબો, ઓ સંતજી,
વન વન હું વાસ એના શોધી વળ્યો,
ઉંચે નિહાળી ઉંડી આભની અગાધતા
નીચે પાતાળનો ન પત્તો મળ્યો.

આ પંક્તિઓથી શરૂ થતા કાવ્યમાં જીવઇશ્વરની સનાતન 'સંતા કુકડી'ને કવિ ગાય છે. અને છેવટે સનાતન વાણીને અનુસ્મરતાં અને સ્નેહની ઊર્મિઓને અનુભવતાં કવિ લખે છેઃ—

આંખે દેખાય નહિ, કાને સુણાય નહિ,
હાથે ધરાય નહિ; એ શું હશે?—
જનમો જનમ તને ખોળ્યો મ્હેં ખંતથી,
ક્યારે સાહેબા, તારી ઓળખ થશે?
ક્યાં છે સંતાયો૦
ધબકીને ઉઠે મ્હારૂં હૈયું હુલામણું,
અણુગણુ જગત્ મેં મારે ઉદરે ભર્યું,
એ રે સાહેબો મારે હૈયે સંતાયલો,
હસવું ન એનું મારી નજરે તર્યું,
ક્યાં છે સંતાયો૦
શાને સંતાય મ્હારા સાહેબા તું ભીતરે,
ક્યાં તક ભૂલવણીમાં ભમતો ભૂલું?
જા રે જગત્ તારૂં નથી રે જોઈતું!—
આવ રે સાહેબા, તારી ડોકે ઝુલું.

કાવ્યમાંનો ' સાહેબા ' પ્રત્યેનો પ્રેમ સનાતન છે તથાપિ કાવ્યની ભૂમિકા અત્યારની છે. કલાનું પ્રાધાન્ય છે, નિષ્ઠા એની પાછળની ખુરશીએ બેઠી છે.

કવિતાના અથવા કાવ્યોના રૂપને અંગે જે પ્રકારો થઇ શકે તેમાં ભિન્ન ભિન્ન પ્રકારના રૂપબન્ધોને પણ ગણી શકાય. અને તેમાં વર્ણમેળ અને માત્રામેળ છન્દો એ મુખ્ય છે. પણ એ બધો છન્દઃશાસ્ત્રનો વિસ્તાર છે. અને એ વિસ્તાર પણ કંઈ ન્હાનો નથી, રણપિંગળમાં દિ. બ. રણછોડભાઈ છન્દોની ૧૫૪૭ મુખ્ય જાતો ગણાવે છે. એકલા અનુષ્ટુપ્ છન્દનાજ ' બધા છપ્પન 'જ નહિ ' બધા બસો 'ય નહિ પણ

બસોને છપ્પન ભેદ છે! અને 'સંગીતાનુસાર છન્દોમંજરી'માં આમાંના મુખ્ય છન્દોને અનુરૂપ રાગોનો પણ નિર્દેશ કર્યો છે જેમકે વસન્તતિલકા છન્દને રાગ યમનકલ્યાણ અને તાલ લક્ષ્મી યોગ્ય છે. સુરક્રીડા[1] અનુષ્ટુપ્‌ને રાગ સારંગ અને તાલ જલદ દાદરો અનુકૂળ આવે છે. ૩ વંશસ્થ અને ૧ ઇન્દ્રવંશાથી થતા 'શીલાતુરા'ને અનુકૂળ રાગ દેવગાંધાર અને તાલ નિસોરૂક છે. આપણા છન્દોનાં નામો પણ સુન્દર સાર્થ અને મોહક હોય છે. સિંહલેખા, હેમરૂપ, અમાનિકા, પરિધારા, મનોલા ઇત્યાદિ છઠ્ઠીને દિવસે કામ આવી જાય એવાં નામો તો અનુષ્ટુપની જાતોમાંજ છે, બીજાં તો જૂદાં.

છન્દોબદ્ધ ન હોય અને સંગીતના રાગ રાગણીઓ ઉપર આધાર રાખતાં હોય એવાં પદ્યોનું ક્ષેત્ર પણ વિશાળ છે. આપણે અહીં તો ઘણું કરીને બધી કવિતા ગેય છે.—ગાતાં આવડતું હોય—જરા તરા આવડતું હોય તોય ચાલે—તેને. પણ તે છતાં અંગ્રેજી આદિ ભાષાની કવિતામાં ગીતો અને કાવ્યો વચ્ચે નોંધાયેલો એક ભેદ ધ્યાનમાં લેવા જેવો છે. કાવ્ય એ બહુધા શિક્ષિતવર્ગને સારૂ હોય છે; અને ગીત એ શિક્ષિતપણાની અપેક્ષા બહુ રાખતું નથી. અને તેથીજ એમાં સરલતા વધારે આવશ્યક છે. એથીજ સરલ ગરબાઓ વધારે લોકપ્રિય થાય છે. એમ કહિયે કે કાવ્ય બુદ્ધિદ્વારા હૃદયને પ્હોંચે છે અને ગીત હૃદય દ્વારા બુદ્ધિને સ્પર્શે છે. એમ પણ કહેવાય છે કે જે લેખક સારો કવિ ન હોય તે સારૂં ગીત લખી શકે નહિ, પણ એ વાક્ય જ્યાં ગીત અને કાવ્યનો ભેદ બહુ સુરેખ હોય ત્યાં વધારે લાગુ પડે. આપણે અહીં તો કાવ્ય અને સગીતની દેવીઓ હાથમાં હાથ લઇને વિચરે છે.

કાવ્યના જે પ્રકારો તરફ હમણાં હમણાંમાં જર્મનીમાં વિશેષ ભેદ પ્રતિપાદિત થયો છે તે ઉપર પણ દૃષ્ટિ કરી લઇયે. લેખકની લેખનભાવનાને અંગે કવિતા બે પ્રકારની હોઈ શકેઃ બીજા ઉપર છાપ પાડવાને લખાયેલી

---

૧ જુઓ 'કોયલ'નાં પહેલાં ૩ ચરણો. પૃ. ૧૫.

કવિતા અને પોતાનું અંતર ઉકેલવાને લખાયેલી કવિતા. પ્હેલીને પરપ્રેરક ( Impressionistic ) કવિતા કહી શકાય અને બીજીને આત્મ પ્રદર્શક ( Expressionistic ) કવિતા કહી શકાય. છેલ્લા યુરોપીય મહાસંગ્રામે જે આત્મમંથન ઉભું કર્યું છે તેને અંગે આત્મપ્રદર્શક કવિતાની અભિવૃદ્ધિ વધારે પ્રમાણમાં થવા લાગી છે. લોકો એટલી બધી બાબતોમાં વવાયા, લેવાયા, અને ભોળવાયા કે એઓ હવે જાણે કહે છે કે તમારી કલાની ચતુરાઇથી અમને અસરો કરવાની કવિતાઓ હવે બહુ થઇ. અમને તમે શીખામણો બહુ આપી અને બહુ મળીયે ગઇ. પણ એ બધામાં કંઇ દીઠું નહિ. સૌંદર્યનો મોહ તમે ખીલાવ્યો, તમારી અશ્રદ્ધાઓ અમારામાં જન્માવી, તમારાં બંડો અમને ભળાવ્યાં, તમારાં ઢોંગસોંગમાં અમને પરોવ્યા, પણ એમાં દુનિયાની તો કંઈ ભલીવાર થઈ નહિ અમારે તમારી એ બધી અમને શીખવવાની તરકીબની બહુ જરૂર નથી. તમારું અંતર અમને બતાવો. ત્યાં શું ચાલે છે? ત્યાં કોનાં રાજ્ય છે? ત્યાંની શાન્તિઓ કે અશાન્તિઓ કેવા પ્રકારની છે એ અમને બતાવો. કેમ જાણે આવો નવા માનવનો નવો ભાવ હોય નહિ તેમ નવી કવિતાનો ઝોક આત્માના અપાવરણ ઉપર છે. નવા યુગકલ્પમાં નવતર ફિલ્સુફીઓએ આત્મવંચના રહેલી કરી દીધી છે અને આત્મવંચના પછી કવિથી પરવંચના સ્વાભાવિક રીતે થઇ જાય છે. દૃષ્ટાંતમાં યુવાન કવિ કીટ્સનું 'ઇવ ઓફ સૈન્ટ એગ્નેસ'નું કાવ્ય[1] લઇયે. નામ કેવું શ્રદ્ધાસૂચક છે? એમાંનાં ચિત્રો, એક લલનાના ગૌરાંગ ઉપર પડતી રંગબેરંગી ઝાંઇઓ–ઈત્યાદિ વિખ્યાત થઇ ગયાં છે. એ કાવ્ય છાપ પાડવાને લખાયેલું છે. 'સૌંદર્ય' એજ એનો મુખ્ય મંત્ર છે. અને એથી આખું ચિત્ર વધારે અસરકારક બને છે. એક કુંવારિકાના પિતાને મ્હેલે એક મીજલસની રાત્રે એક યુવક છાનોમાનો જાય છે કારણ અમીર જોડે એને ખરેખરો અણબનાવ છે. કુંવારિકાની સાથે એને સ્નેહ છે. કુંવારિકા મિજલસમાંથી પોતાના ખંડમાં આવી વસ્ત્ર

---

૧ આ કાવ્ય મુંબઈ યુનિવર્સિટીમાં કોલેજના પ્રથમ વર્ષમાં બે વાર મૂકાઈ ગયું છે.

ઉતારી સુઈ જાય છે. યુવક એની દાસીની જોડે સંતલસ કરી એ ખંડમાં સંતાયો છે. ઝીણા સંગીતવડે એ એને મીઠા સ્વપ્નમાંથી જગાડે છે, સમજાવે છે અને રાતમાંજ પોતાના ગામ તરફ ઉઠાવી જાય છે. આ કીટ્સનું એક મનોહર લેખાતું અને કલાની દૃષ્ટિએ પણ સુન્દર કાવ્ય ! ટીકાભાષ્યની જરૂર નથી. અહીંયે કવિનું માનસ તો પ્રકટે છે. પણ આવી પડદા પાછળ રહીને હાથ ચલાવવાની પદ્ધતિ આત્મનિવેદક કવિતાને અભીષ્ટ નથી. આ દૃષ્ટિબિન્દુમાં કાંઈક તત્ત્વ છે એમ તો આપણે કહેવુંજ પડશે. બીજા દૃષ્ટિબિન્દુમાં એની પોતાની મોહિની છે; પણ એ મોહિનીને કેટલાકે જોઇ લીધી છે. પરપ્રેરક કવિતા ત્યારેજ કલ્યાણકારિણી થઇ શકે કે જ્યારે એની પાછળ રહેલું માનસ મહાન્, ઉદાર અને સાત્વિક હોય. બીજા પ્રકારના માનસમાં કલા, વિજ્ઞાન અને ધુરંધર અસાધારણ બુદ્ધિ હોઇ શકે. જેમ વ્યવહારમાં તેમજ સાહિત્યમાં. પણ તેનાથી આપણે પર્યાપ્તિ માનતા નથી, સંતુષ્ટ થતા નથી. એક અંગ્રેજ વિદ્વાન શોચ કરે છે કે થોડાક સારા લેખકોમાં સાહિત્ય સમાઇ જતું હોત તો કેવું સારૂં ? પણ એ લ્હાવો આપણા લોક–વાદના જમાનાને મળે એમ નથી.

એકરસ વસ્તુના બે વિભાગો પાડવાની દુનિયાને ટેવ પડી ગઇ છે. કહે છે કે વિભાગો કરવા, પૃથક્કરણ કરવું એજ બુદ્ધિનો મુખ્ય પ્રભાવ છે. હશે. કહેવાય નહિ બુદ્ધિ શું કરે એ કે શું ન કરે એ. રસોની પણ વિભાગ–ગણના વિદ્વાનોએ કરી છે અને તેને અનુસરીને અષ્ટરસો ગણાય છે. અને નવમી આત્મનિવેદન ભકિતની પેઠે તે આઠેથી ચડિયાતો નવમો શાન્તરસ મળીને નવ રસો થાય છે. નવધા ભક્તિના જેમ નવ નવ પ્રકાર છે તેમ નવે રસોના નવ નવ ગણી એકાશી પ્રકાર કરવા હોય તો હરકત આવે નહિ. નવે રસના ગ્રંથો લખવાનો એક કવિએ વિચાર કર્યો હતો કહેવાય છે; પણ વાત અડધેથી રહી ગઇ. નવે રસના ગ્રંથો હોઇ શકે. એટલુંજ નહિ પણ એમ લાગે છે કે કેટલીક ભાષાઓમાં કેટલાક રસોનું વિશેષ પ્રાધાન્ય હોય છે. જેમકે ફારસી ભાષામાં શૃંગાર રસનાં કાવ્યોનાં સરોવરો ભર્યાં છે. બે ચારેક

ઉદાહરણો, કેવો ઘેરો શૃંગાર ફારસી ભાષામાં છે તે જોવાને બસ થશે. દિ. બ. રણછોડભાઇના 'રણપિંગળ'માંથી નીચેનાં ઉદાહરણો મૂકું છું:—

तुझको न मैं कहुं कमर उस्में नहीं रअनाई,
तुझमें तो है भरी हुई नाझो अदा झेबाई.

"હું તને ચંદ્ર નહિ કહું, કેમકે તેમાં આવી મનહરતા નથી; તું તો નાઝ, નખરાં અને સૌંદર્યથી ભરપૂર છું."

दिलम बबुर्द अय यारे बेबहा,
बहा वियारो लबांरा बमन सपार.

"હે વ્હાલી, તું મ્હારૂં દિલ મફત લઇ ગઇ છે તો હવે હિંમત લાવ અને ત્હારા હોઠ મને સોંપી દે."

दरइश्के तू अयपरीरु दीवाने खाहम शुदने मन,
नय नय ग़लत गुफतम ईनरा, फरझाने खाहम शुदने मन.

"હે પરી જેવા વદનવાળી ત્હારા પ્રેમમાં હું ગાંડો થઇ જઇશ. ના, ના, એ તો ખોટું કહ્યું, હું તો ડાહ્યો થઇશ."

अकसीर पर महवस इतना न नाझ करना,
बहेतर है कीमियासे दिलका गुझार करना.

"હે મગરૂર અમૃતમયી! આટલી બધી બડાઇ કર નહિ. દિલને છોડી દેવું એજ કીમિયા કરતાં બહેતર છે."

વળી અહીં 'કરુણ વિપ્રલંભ'માં પણ શૃંગાર ઝબકે છે:—

मुझे गुलके हंसनेसे आता है रोना,
के इस तरह हंसनेकी खू थी किसीकी.

"ગુલાબનાં ફૂલને હસતું જોઇને મ્હને રડવું આવે છે સાંભરતાં, કે આવી રીતે હસવાની ટેવ કોને હતી."

આટલાં ઉદાહરણ બસ થશે. ફારસી કવિતાના ભાવોની ઝાંઇ દેશ-ભક્તિનાં ઉર્દૂ ગીતોમાં પણ આવી ગઇ છે:—

सारी जहांसे अच्छा हिन्दुस्तां हमारा,
हम बुलबुलें हैं उस्की वोह गुलिस्तां हमारा.

પણ દેશભક્તિનાં ગીતોમાં બંગભાષાને અગ્રિમ પદ આપવું પડે કારણકે वन्दे मातरम् એ ગીતેજ પ્રજાના હૃદયનો સુવર્ણ ચંદ્રક લીધો છે. હિન્દી ભાષા શાન્તરસ અને વીરરસને વાસ્તે મશહૂર છે. અંગ્રેજી કવિતામાં અત્યારે શૃંગાર, કરૂણ અને શાન્ત એ ત્રણ રસો પ્રાધાન્ય ભોગવે છે. છેલ્લા યુરોપીય મહાસંગ્રામ પછી વીરરસનો શોખ ઘટી ગયો છે. અદ્‌ભુત રસનાં છમકલાં તો સર્વે દેશમાં ચાલુજ રહેશે. પણ હવે વિજ્ઞાનના વાતાવરણે અદ્‌ભુતનો મોહ ઓછો કરી દીધો છે. અનેક લોકગીતમાં આછો હાસ્યરસ પણ આપણે જોઇએ છિયે. પોપના 'ઝુલફાનું અપહરણ' એ કાવ્યમાં માર્મિક હાસ્ય અને વીરરસનો ઢોંગ છે. 'મોટાલાલ'નાં કટાક્ષકાવ્યમાં કે 'ભેંસલડી'વાળા કટાક્ષકાવ્યમાં વળી બીજી જાતનો ઠાઠ છે. આમ રસો અને તેના અનેક ભેદો અને મિશ્રણોને લઇને કાવ્યોના અનેક વિભાગો થઇ શકે; અને જોકે આપણા પંડિતો એવા વિભાગો બહુ કરતા નથી પણ એવા વિભાગો જતે દહાડે થયા વગર રહેવાના નથી. શૃંગારરસની કલિકાઓ, ગુચ્છો અને માળાઓ તો શરૂ થઇ ગઇ છે; શાંતરસના જ્ઞાનભક્તિવૈરાગ્યના સંગ્રહો પણ થાય છે. હાસ્યના ય થાય છે. અને બીજા રસોના સંગ્રહો થતા જશે; એનું કારણ એ છે કે ભોજનમાં તેમજ સાહિત્યમાં કેટલાકને અમુક રસોજ ભાવતા હોય છે અને તેમને સારૂ આવી વિભાગસંકલના ઉપયોગી થઇ પડે.

આપણા વિદ્વાનો નવ રસ કહે છે અને કેટલાક તેમાં વાત્સલ્ય રસ ઉમેરી દશની સંખ્યા કરે છે. એક પ્રશ્ન એ થાય છે કે આધુનિક સમયમાં દેશભક્તિનાં જે અનેક સુન્દર કાવ્યો લખાય છે તેને કીયા રસનાં કાવ્ય કહેવાં. મ્હને લાગે છે કે વીરરસને જરા વધારે વિશાળ કક્ષા આપિયે તો તેમાં એવાં કાવ્યોનો સમાવેશ થઇ શકે. તેમાં પ્રધાન ભાવના વીરત્વની હોય છે અને શૃંગારમાં જેમ માનવસ્નેહનું પ્રાધાન્ય હોય છે તેમ આમાં દેશભક્તિનું પ્રાધાન્ય હોય છે.

પ્રત્યેક માનવની મુખચ્છવિમાં તેમ એના માનસમાં પણ ભિન્નતા હોય છે એ વાત સર્વવિદિત છે. આ જગત્ ત્રિગુણાત્મક તો છે. પણ તે ત્રણ ગુણોના વિવિધ પ્રમાણોથી અનેક જાતનાં પૂતળાં બને છે એ આપણે જાણિયે છિયે. અને આવુંજ વૈચિત્ર્ય જૂદી જૂદી પ્રજાઓની ભિન્ન ભિન્ન ભાષાઓમાં અને તેમના સાહિત્યમાં જણાશે. પ્રત્યેક ભાષાના સાહિત્યમાં કાંઇને કાંઈ, લગભગ વ્યક્તિગત કહી શકાય એવી, વિશિષ્ટતા જણાશે. કાર્લાઇલ સૂચવે છે કે સ્કૅન્ડિનેવિયાના પુરાણા નૉર્સ લોકોના સાહિત્યમાં જોસ્સાનું અને જબરાઇનું પ્રાધાન્ય છે. 'વૉલસંગ સૅગા' મનુષ્યના અંતઃકરણને "વિચારનું કઠણ એકૉર્ન" કહે છે એમાંનું કઠણપણું એમનું ખાસ છે. બીજી તરફથી હિન્દુ કવિતામાં પ્રાચીન ગુજરાતી કવિતાની પેઠે અસાધારણ અને સુકોમળ ભગવદ્ભક્તિ વિલસે છે. હૃદયની કોમળતા અને હૃદયનું કાઠિન્ય એ પૂર્વના દેશો અને પશ્ચિમના દેશોની ઓળખવાના ફ઼ગો હશે શું? ઈંગ્લાંડ પોતાને સિંહ કહેવડાવે છે, રૂશિયાની સંજ્ઞા રીંછ અને ઇટાલીની ગરૂડની છે. પણ એ ફ઼દુતામાં ઉતરવાનું કામ આપણું નથી.

ભાષાઓને અંગે માનવના 'વિચારના કઠણ એકૉર્ન'ના કવિતામય આવિર્ભાવમાં ભેદ હોય છે એનું સૂચન કર્યા પછી જુદા જુદા સમયની કવિતાના દોરમાં કે દોડમાં એક પ્રકારની ભિન્નતા હોય છે એ પણ આપણે નોંધવું જોઇએ. અંગ્રેજી કાવ્યના ઇતિહાસમાં 'ક્લાસિકલ', "રોમૅન્ટિક' ઇત્યાદિ ભિન્ન ભિન્ન મોજાંઓ આવ્યાં છે તેની વિસ્તૃત ચર્ચા કરવાની અત્રે આપણે જરૂર નથી. પણ આપણે એટલી નોંધ લઇયે કે વિજ્ઞાને ઉત્પન્ન કરેલા નવા પાર્થિવભાવથી, અને નવા જડવાદે અભિવૃદ્ધ કરેલી ઐહિક કામવાસનાથી, જેમ એક પ્રકારનું વાતાવરણ ફેલાયું હતું તેમ નવા સંગ્રામ–પ્રયોગોએ ઉત્પન્ન કરેલા અનુભવથી બીજા એક વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ આપણા સમયમાં ફેલાયું છે. એ નવા વાતાવરણનાં થોડાંક ચિન્હોને વ્યંજિત કરનારાં ઉદાહરણો અંગ્રેજી કવિતામાંથી આપણે લઈશું. અત્યારના જમાનાનો વડિલ કવિ

ટૉમસ હાર્ડી "પ્રજાઓના વિચ્છેદના સમયમાં" એ ઉપર ઉલ્લેખ કરતો કહે છે કે તમારા વંશો કે વિગ્રહોના ઇતિહાસો અમર નથી, અમર તો માનવનું નિત્યનું સાદું, સ્નેહી, સરલ જીવન છે:-

Only a man harrowing clods
In a slow silent walk
With an old horse that stumbles and nods
Half asleep as they stalk.

Only thin smoke without flame
From the heaps of couch-grass ;
Yet this wiil go onward the same
Though Dynasties pass.

Yonder a maid and her wight
Come whispering by :
War's annals will cloud into night
Ere their story die.

પૂર્વ અને પશ્ચિમને કેવળ વિરોધી જેવાં માનતો કવિ કિપ્લિંગ પણ પ્રાચીન સમયની શાન્તિને ઝંખે છે:—

If any God should say "I will restore
The world here yesterday whole as before
My Judgments blasted it"—who would not lift
Heart, eye, aud hand in passion o'er the gift ?

If any God should will to wipe from mind
The memory of this ill, which is mankind
In soul and substance now—who would not bless
Even to tears His loving-tenderness ?

If any God should give us leave to fly
These present deaths we live, and safely die
In those lost lives we lived ere we were born—
What man but would not laugh the excuse to scorn ?

સામાન્ય રીતે અંગ્રેજો તો ચાર્લ્સ પ્હેલાને ફાંસીએ લટકાવ્યો તેમાં બડાઇ માને છે પણ એમનો હવેનો અનુભવ લાઓનલ જોન્સન, ચૅરિંગ ક્રોસ પાસેના બાવલા પાસે ઉભો ઉભો વદે છે:—

Vanquished in life, his death by beauty made amends :
The passing of his breath won his defeated ends.

Brief life, and hapless? Nay: Through death, life grew sublime.
*Speak after sentence*? Yea : And to the end of time.

Armoured he rides, his head bare to the stars of doom :
He triumphs now, the dead, beholding London's gloom.

મીલોના ધૂમાડાનુંજ અંધારૂં લન્ડનમાં નથી. કરોડોનાં પ્રજાકીય દેવાં, હાથનાં-કર્યાંની નીચે કચડાતો પ્રજાવર્ગ, એકબીજાની અદેખાઇ અને પોતાની આગળ વધવાની બળતરા નીચે બળતો જનસમાજ, અનિયંત્રિત કામવાસનાની નીચે છિન્ન ભિન્ન થઈ જતું કુટુંબજીવન અને સૌથી વધારે, હિન્દ જેવા મહા-પ્રદેશની હાય વ્હોરીને પૈસો ને 'પાવર' ને ચાહતા અંતઃકરણનો પરિતાપ, એ બધાથી વધારે અંધારૂં લંડનમાં શું હોઇ શકે? અત્યારે ટેનિસનના સમયના જેવું ટાઢું પેટ (?) ઈંગ્લાંડનું નથી. અત્યારના સાહિત્યનો મિજાજ જૂદો છે. આ નવી અસંતુષ્ટિ માનવ સ્વભાવની-અણુમોર્યાં મનોરથોની કે વણપાંગરી મહેચ્છાઓની કે અધુરા રહેલા વિલાસોની નથી કે જેને 'ઓમર'ના નીચેના ઉભરામાં એક અંગ્રેજ કવિ વિસ્તારે છે:—

Alas, that spring should vanish with the Rose !
That Youth's sweet-scented Manuscript should close !
The Nightingale that in the branches sang,
Ah, whence, and whither flown again, who knows !

Ah Love ! could thou and I with Fate conspire
To grasp this sorry Scheme of Things entire,
Would not we shatter it to bits—and then
Re-mould it nearer to the Heart's Desire ?

નવો અસંતોષ તો નવીન પ્રકારનો, આકરો અને ઘેરો છે. જે અનિયંત્રિત કામનામાં યુરોપીય માનસે ઝોકાવ્યું છે તેનું એ પ્હેલા પાકનું ફળ છે. માનવના કર્મવિધાનના આ વિપર્યયને લીધે કવિ માનસ સૃષ્ટિના અમાનવ પ્રદેશો તરફ પોતાના દૃષ્ટિયોગને સાધે છે. કારણ કે, કન્યાઓને પણ જેમ હવે જગતની જંજાળને જોઇને કુંવારીજ રહેવાનું મન થાય છે તેમ, કોઇ કોઇ કવિઓની કવિવૃત્તિઓ પણ માનવ તરફથી પાછી કુદરતનાં સૌંદર્ય અને શાન્તિ તરફ વળી છે. આ નવી વૃત્તિ નીચેના ન્હાના ઊર્મિકાવ્યમાં પ્રભવે છે. અત્યારના જડ વિજ્ઞાનની રાત્રિને અને અત્યારની સંસારવાસનાને હજારો આંખો છે પણ આંખમાંથી અમીનાં તેજ ચાલ્યાં ગયાં છે તેને કવિ સંભારે છેઃ—

The night has a thousand eyes,
And the day but one ;
Yet the light of the bright world dies
With the dying sun.

The mind has a thousand eyes,
And the heart but one ;
Yet the light of a whole life dies
When love is done.

રૉબર્ટ બ્રિજીસ જેવા કેટલાક કવિઓ નવી અશાન્તિ તરફ દૃષ્ટિને જવાજ દેતા નથી અને પોતાના આંતર્ જગત્‌માં 'પ્રેમનાં અમીને' જીવન્ત રાખવા યત્ન કરે છેઃ—

Awake ! the land is scattered with light, and see,
Uncanopied sleep is flying from field and tree :
And blossoming boughs of April in laughter shake ;
Awake, O heart, to be loved, awake, awake !

Lo all things wake and tarry and look for thee :
She looketh and saith, "O sun, now bring him to me.
Come more adored, O adored, for his coming's sake,
And Awake my heart, to be loved : awake, awake ! "

પણ નવા જગતનું વ્હાણ એક સુન્દર શાન્તિમય બંદરે જાય છે કે કેમ એનો અધવસો સારી આશાઓ રાખતા રૉબર્ટ બ્રિજીસના મનમાં પણ છે.

And yet, O splendid ship, unhail'd and nameless,
I know not if, aiming a fancy, I rightly divine
That thou hast a purpose joyful, a courage blameless,
The port assured in a happier land than mine.

પણ વિવેચનાની કસોટીમાં કસાયેલી કલમવાળા ચેસ્ટર્ટનની કવિતામાં કરેલી 'જીવન ચર્ચા' વધારે કડક છે. પેલી સંસ્કૃત લીટી ઉંટોનાં લગ્નમાં ગધેડાંની ગીતની જાણીતી છે. અહીં ચેસ્ટર્ટન આપણા નવા જમાનાના મદને હસતા ગધેડા પાસે નવું ગીત ગવરાવે છે:—

Fools ! For I also had my hour ;
One far fierce hour and sweet :
There was a shout about my ears,
And palms before my feet.

એકાન્તને ચાહતા પેલા બીજા કવિએ તો વનનાં ઝરણાં અને પવનની મંદશીતળ લહરીના એકાન્ત પાસે પોતાની 'માશુક'ની અપેક્ષા રાખી છે પણ અત્યારના અંગ્રેજ કવિને તો ખુશામતની નિશાળ જેવી નવા જમાનાની 'ચપળા'નો પણ વૈરાગ્ય થઇ ગયો જણાય છે. એને તો એની પણ અપેક્ષા નથી. કાવ્યલેખક ડૅવિસ 'કિંગફિશર' પક્ષીને કહે છે,–એને 'સંગીત અને સ્નેહ'ભરી હૈયું ઢાળનારી તો જોઇએ છે,–પણ એનેજ બોલવા દઇયે:–

Nay, lovely Bird, thou art not vain ;
Thou hast no proud ambitious mind ;
I also love a quiet place
That's green, away from all mankind ;
A lonely pool, and let a tree
Sigh with her bosom over me.

જૉન મૅસફીલ્ડ નિનેવેની જુની દુનિયાના યુરોપના મધ્યયુગના, અને ઇંગ્લંડની નવી દુનિયાંના આદર્શોને " વ્હાણોનો સામાન " નામવાળા કાવ્યમાં

સરખાવે છે. એકનાં વ્હાણો હાથીદાંત, વાનરો, મયૂરો અને ચંદનકાષ્ઠ આદિથી ભર્યાં હતાં, બીજાનાં, રત્નો, તેજાના અને હેમથી ભર્યાં હતાં અને અત્યારનું ગંદુ બ્રિટિશ વ્હાણુ કોલસા, લોઢાંલાકડાં, અને સસ્તાં ટિનપાટોથી ભરેલું છે. કાવ્ય અત્રે ઉતારતો નથી. કારણ એમાં અસંતોષની માત્ર વ્યંજનાજ છે. પણ અત્યારના મીલોના ને મજુરોના વાતાવરણથી કંટાળેલો કવિ ગૉર્ડન બૉટમ્લી વધારે સ્પષ્ટ છે:—

You have brought down the firmament,
And yet no heaven is more near;
You shape huge deeds without event,
And half-made men believe and fear.

Your worship is your furnaces,
Which, like old idols, lost obscenes,
Have molten bowels; your vision is
Machines for making machines.

આમ ઇંગ્લાંડની કવિતા નવા ધસારા સામે પોતાનો અવાજ-પોતાનો પ્રતિરોધ ઉઠાવી રહી છે. હદે પ્હોંચેલી નવી, નફટ, સ્વાર્થબુદ્ધિ અને તેને અંગે ઉત્પન્ન થયેલી એકબીજા તરફની ધિક્કારવૃત્તિ કે દ્વેષદ્દષ્ટિને જેમ્સ સ્ટિફન્સ નીચેના કાવ્યમાં વિવૃત્ત કરી દે છે:—

My enemy came nigh,
And I stared fiercely in his face.
My lips went writhing back in a grimace,
And stern I watched him with a narrow eye.
Then, as I turned away, my enemy,
That bitter heart and savage, said to me:
" Some day, when this is past,
When all the arrows that we have are cast,
We may ask one another why we hate,
And fail to find a story to relate.
It may seem to us then a mystery
That we could hate each other."

Thus said he, and did not turn away
Waiting to hear what I might have to say;
But I fled quickly, fearing if I stayed
I might have kissed him as I would a maid.

હિન્દ અને ઇંગ્લંડનાં વૈરા પણ એવાં હશે તો કાને ખબર છે! આટલે-થીજ વિરમિયે.

કવિ અને કવિતાનો પ્રદેશ એટલો બધો વિશાળ છે કે આટલી સમીક્ષા પછી પણ એ સુન્દર પ્રદેશનું આપણે વિહંગાવલોકન અથવા વિમાનાવલોકન માત્ર કર્યું છે એમજ આપણે કહેવું પડે. વિમાનના કર્ણધારને વિદ્યુત્પ્રવાહને સારૂ પેટ્રોલ વાપરવું પડ્યું હોય તો એ જમાનાની પરિપાઠી છે. એને પેટ્રોલ કે એના ધુમાડાની પ્રીતિ નથી. વિદ્યુત્પ્રવાહ પણ માત્ર સમ્યક્દર્શનના સાધન સારૂજ યોજ્યો છે. આ અંબરવિહારમાં અનેક આનંદદૃશ્યો આપણે જોયાં છે. બીજાં ઘણાં, સંસ્કૃત કાવ્યસાહિત્ય જેવાં, મન રહી જાય એવાં, રહી ગયાં છે. પણ આપણા કોઇ પાર્થિવ આનંદો—ભલે તે પૃથ્વીને લગતા અંબરઉપર વિલાસના અંગના હોય ત્હોય—પૂરા થયા નથી અને થતા નથી એટલે અત્યારે આપણે આટલાજ અંબરપ્રવાસથી સંતુષ્ટ રહિશું.

વાગ્દેવતાને 'આત્માની અમૃત કલા' રૂપે ભવભૂતિ સ્તવે છે, એમાં ઉત્તમ કવિતોનો આદર્શ છે પણ બધી કવિતાનો સમાસ નથી. આત્માની અમર કલા થવું એ ઘણીખરી કવિતાનો તો પ્રાપ્તવ્ય પણ અપ્રાપ્ત આદર્શજ રહેશે. કેમકે ચિરંજીવિત્વ તો માર્કંડેયને, બલિરાજને કે હનુમાનને પણ મળી શકે, પણ અમૃતત્ત્વ તો દેવોનેય દુર્લભ છે. ચિરંજીવની ઉપાસના સાહિત્યમાં પણ અમૃતત્ત્વને સાધી શકતી નથી. જે અમૃતા વાગ્ દેવતાને આપણે સ્તવિયે છિયે તેના પુરાણ કવિને કે તેના મનોરમ કાવ્યને કોણ વર્ણી શકે?

स पर्यगाच्छुक्रमकायमव्रणम् अस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ।

શાશ્વતી સમાઓને અર્થનું પ્રદાન કરનાર મહાવિરાટ્‌ની છન્દોમયી વાગ્-દેવતા સ્વયં પુણ્યદેહે શ્રુતિપ્રદેશમાં વિચરે છે. તેની ભવ્ય ચેતનાભરી અને આનંદમયી છબી વાલ્મીકિ અને વ્યાસ જેવા કવિવરોની શબ્દસૃષ્ટિમાં પ્રતિબિંબિત થાય છે, અને તેની મનોહર અનંત છાયાઓ પોતાના નિદાનના ચેતનવડે ચેતનવતી, અને આનંદવડે આનંદમયી થઈ આપણી માનવ-સૃષ્ટિમાં વિહરે છે. એ છાયામૂર્તિની દ્યુતિ, કાન્તિ અને શોભા માનવની મેધા, ભાવના અને કલા જેટલી અદ્‌ભુત, ભવ્ય અને અનેકરંગી છે. એ ચારુસર્વાંગીની મુખછવિ ઉપર સૌંદર્ય, એના ઉરમાં સર્વ રસો અને એના અખિલ શરીરે કોઇવાર આછા અને કોઈવાર ગાઢા અલંકારો વિરાજે છે. એનો આત્મા એના ઉરમાં વિરાજતો એના સર્વ દેહમાં વિલસે છે અને એની પ્રભાવડે સમગ્ર માનવપ્રદેશમાં પ્રકાશે છે. એ, ઘણુંખરૂં, સ્વેચ્છા-એજ કવિહૃદયમાં આવિર્ભૂત થાય છે અને પાછી સ્વેચ્છાએજ કોઇવાર થાકીને કે કોઇવાર રીસાઇને કે કોઇવાર પરિતુષ્ટ થઇને હસતી હસતી અંતર્ધાન થઇ જાય છે. ઊર્મિ અને કીર્તિ એ એની સહચારિણી સખીઓ છે. દેવ, દાનવો અને માનવોના આનંદમય પ્રદેશોમાં વિચરવું એ તેનું નૈમિત્તિક કર્મ છે; અને માનવજીવનને પ્રેરવું એ તેની હૃદયે વસેલી સનાતન વાસના છે. ભગવતી સરસ્વતીની પ્રેરણા થાય ત્યારે કવિવરોના અક્ષરદેહમાંથી એ તેજોંશ રૂપે ઉદ્‌ભવે છે અને વશવર્તિનીની પેઠે એમને, કીર્તિ અને ઊર્મિ સમેત તથાપિ સંસારવૈભવથી નિસ્પૃહ રહેતી અનુસરે છે. માનવ જગત્‌ને એનું મુખ મીઠું લાગે છે, એના સંદેશ એને રૂચિકર, પ્રિયકર થાય છે, અને એની પુણ્ય ભાવનાઓ એને મન અનુકરણીય અને આદરણીય વસે છે. સત્ય અને પ્રિય વાણી એ એનું ત્રણે લોકની પરકમ્મા કરતું વાહન છે, આત્મા પ્રસન્ન થાય એવી રીતે દિવ્ય આદર્શોની ઝાંખી કરાવવી એ એનો આશય છે અને પુણ્ય જીવન, પૂજ્યની પૂજા અને પરાવરનું જ્ઞાન એ એના ભાવિક ભકતને પ્રાપ્ત થતો 'અમૃત પેં અતિ મીઠો' પ્રસાદ છે.



# શુદ્ધિપત્ર.

(નીચે દર્શાવ્યા પ્રમાણે સુધારીને વાંચવા વિનંતી છે.)

| પૃષ્ઠ.પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૮–૨૧ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૯–૧૦ | એ વિષય | વિષય |
| ૧૬–૧૧ | આપણે | આપણને |
| ૨૨–૩ | માને છે | માને તો |
| ૯–૪ | પ્રકાસે | પ્રકાશે |
| ૯–૧૧ | જેથી | જેનાથી |
| ૧૦–૩ | તુહિ | તુંહિ |
| ૧૨–૧૨ | ગુરૂ | ગુરુ |
| ૨૦–૨. | સાભાગ્યે | સૌભાગ્યે |
| ૪૧–૩ | રાજ્યનો | રાજ્યનાં |
| ૬૦–૧૪ | રહેતો | રૂહેતો |
| ૬૧–૧૭ | ભોજનનો | ભોજનો |
| ૬૫–૧૨ | સો | સૌ |

| પૃષ્ઠ.પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૬૯–૩ | પાયશ્ચિત્ત | પ્રાયશ્ચિત્ત |
| ૯૨–૧ | કુલનાન્દની | કુલનન્દિની |
| ૯૪–૧૨ | ઈત્યિાદિ | ઈત્યાદિ |
| ૧૦૭–૬ | વિદેહા | અનુષ્ટુપ-વિદેહા |
| ૧૦૮–૧૦ | મુનજો | મનુજો |
| ૧૦૮–૧૩ | ના | ના, |
| ૧૧૦–૧૯ | સુધાસમી | સુધાભરી |
| ૧૧૨–૧૦ | આવર્યા. | આવર્યા, |
| ૧૧૪–૫ | યોજિયા. | યોજિયા, |
| ૧૧૫–૧૨ | વહી | વહીં |
| ૧૧૯–૨ | વાણિના | વાણીના |
| ૧૨૩–૭ | મૂતિ | મૂર્તિ |
| ૧૩૬–૧૧ | વ્રત | પ્રત. |



# અર્પણ.

કહો, દેવી ! બીજા કોને
વારિ આ મીઠડાં દઉં ?
દઉં એ સ્નેહના ચિહ્નને
તમારા સ્મૃતિ-સૂરને.

# ભારતીસ્તોત્ર.

( અનુષ્ટુપ્ )

મહાવિદ્યા જગન્માયા
કાલનાટ્યવિધાયિની;
તુંજ તૃષ્ણા તુંજ શાન્તિ
ભારતી રસવાહિની. ૧

તું સ્વાહા તું સ્વધા અંબા
સર્વકામપ્રદાયિની;
મંત્રમૂર્તિ મહામાયા
સર્વતંત્રનિરોધિની. ૨

ભ્રાન્તિકારિણી પ્રજ્ઞાની
ભ્રાન્તિ–દુર્ગવિનાશિની;
વંદિયે તુજને, દેવી,
મહાશક્તિ સુરેશ્વરી. ૩

આશિષો વરસો ત્હારી
ભારતી આ મહીવિષે;
ખાલુડાં અશ્રુએ ભીનાં
સુસ્મિતે ફરીને લસે. ૪



# ગણેશસ્તોત્ર.

(વસંતતિલકા)

જેનો અનંત મહિમા સહુ જીવ જેથી,
જે નિર્ગુણ સ્વરૂપથી ગુણ સૌ પ્રકાસે;
જેનાથી આ જગ સચિત્ર વિચિત્ર ભાસે,
એવા પરેશ તુજને નમિયે સદાયે. ૧

જેનાથી આ અખિલ વિશ્વવિલાસ દીસે,
બ્રહ્મા મહેશ વળી પાલક વિષ્ણુ જેથી,
ઈન્દ્રાદિ દેવ સઘળા મનુજો વળી સૌ,
એવા વિનાયક તને સ્તવિયે સદાયે. ૨

જેનાથી અગ્નિ રવિ ને જળ ભૂમિ જેથી,
જેનાથી સાગર શશી તરૂ વ્યોમ જેથી;
જેનાથી ચેતન અને જડ સૃષ્ટિ ભાસે,
એવા મહેશસુતને સ્મરિયે સદાયે. ૩

અજ્ઞાનનાશક વિશારદ બુદ્ધિદાતા,
સંપત્તિ તુંથી સઘળી તુહિ ભક્તત્રાતા;
ત્હારાથી વિઘ્ન વિરમે ફળસિદ્ધિ થાયે,
એવા ગણેશ તુજને ભજિયે સદાયે. ૪

જેનું સ્વરૂપ કથતાં શ્રુતિ દેવી થંભે,
જેને, લજાઈ, સ્તવતી કહી 'નેતિ' 'નેતિ';
જે છે ચિદાત્મ વળી જે પરબ્રહ્મરૂપે,
તે ગૌરીજ ત્રિગુણ નિર્ગુણને નમિએ. ૫

(સંસ્કૃત ઉપરથી.)

# ઘેલા રામનાથને*

( ભૈરવી )

હે શંભો ભોળાનાથ, રામનાથ,
ઘેલો કાં થયો ?
તું કહાવે કામનાથ, રામનાથ,
ઘેલો કાં થયો ? 1

શું અંબા અલબેલડી
તુજ જગની આધાર;
સતી જતાં ઘેલો થયો
લહી સૂનો સંસાર ? હે શંભો૦ ૨

જાણી સુરસરિતા વહે
તપતી નિર્મળ નીર;
સૂર્યપુરીને આંગણે
તપ માંડ્યાં ગંભીર ? હે શંભો૦ ૩

---

* સુરતની પાસે તાપીને કિનારે મહાદેવનું એક પ્રાચીન મંદિર છે તે મહાદેવ "રામનાથ ઘેલા"ના નામથી ઓળખાય છે. કહે છે કે ત્યાં પ્હેલાંના વખતમાં લોકો બહુ ભૂલા પડતા, અને ગાડાંઓ પણ ચકરમાં ચઢી જતાં.

શું સુન્દર સિદ્ધિભર્યો
તનય નયનઅભિરામ;
તેનું કોમળ મુખ ગયે
ઉર પામે ન વિરામ? હે શંભો૦ ૪

શિવ શંભુ શંકર વળી
મૃત્યુંજય તુજ નામ;
વસે પ્રેય તુજ નેત્રમાં
શ્રેયતણું તું ધામ. હે શંભો૦ ૫

નિર્મળ ત્હારા નામના
યશ યોગીજન ગાય;
જ્ઞાનતણો તું મહાગુરૂ
ઘેલો તું ન સોહાય. હે શંભો૦ ૬

# કોયલ.

( સારંગ )

કયાં ટહુકે, કયાં ટહુકે, કોયલ સોહામણી ? ૧

આમ્રતણી ડાળે ઝુલે,
એકલી એ હૈડે હુલે,
માની તણાં માન મુલે,
ઓ રહી એ, ઓ રહી એ, કોયલ સોહામણી. ૨

હાલ અહીં ઝુલતી'તી,
મીઠું મીઠું ટહુકતી'તી,
અંતરને ઠારતી'તી,
કયાં ગઈ એ, કયાં ગઈ એ, કોયલ સોહામણી ? ૩

હા, ફરીને એ ટહુકે,
ઉરમાં ઉલ્લાસ મૂકે,
આંખલડી કાં તું ચૂકે,
આ રહી એ, આ રહી એ, કોયલ સોહામણી. ૪

# નિશાભીની ચંદાને.

( અનુષ્ટુપ્ )

અહો ચંદા નિશાભીની !
　　છન્દ શા આપમાં[1] ભર્યા;
સિન્ધુના ઉરમાં કાલે[2],
　　તમે કાં કર પાથર્યા ? ૧

ઊલટયાં નિધિનાં વારિ,
　　દેખી ચંદા તમ પ્રભા;
મોહ માત્ર હતો એ શું,
　　ભાવો જે નિધિએ લહ્યા ? ૨

અંબરે વહતી, કે, શું,
　　સરિતા તમ રશ્મિની;
પાર્થિવ સ્નેહે સલૂણાં,
　　વારિથી રીઝતી નહિ ? ૩

અથવા જનતાએ શું,
　　ઊનતા[3] તમમાં લહી;
વસી જે પાર્થિવી દૃષ્ટે,
　　તે ન જાયે તમે સહી ! ૪

---

૧ પા. તમમાં. ૨ પા. ત્યારે. ૩ પા. શ્યામતા.

તમ શ્વેત સ્મિતે સિન્ધુ,
 ઉભરાયે દિને દિને;
ફરે પાછો નિરાશામાં,
 તમારાં ઉર જાણીને. ૫

જીવનો પ્રેરવાં કે શું,
 તમારે વ્રતને મિષે;
શોકની શ્યામતા કે કો,
 તમારે હૃદયે વસે ? ૬

કે ગયા સ્નેહથી સૂનાં,
 હઈડાં ના હવે હિસે;
ને વિષાદો વિરાગોને,
 ઢાંકતાં હાસ્ય આ દિસે ? ૭

કહો ચન્દા સુધાભીની,
 તમારે ઉર શું વસે;
ઊર્મિઓ સિન્ધુની ઘેરી,
 તમારાં મન ક્યાં લસે ? ૮



# આકાશની રસકેલિ.

(વસંતતિલકા)

દેવી પ્રભા સઘન આ નભમાં વિરાજે,
શક્તિ અહીં વિચરતી સુરરાજ નન્દે;
શાન્તિસુધા અસુરને સુરને રમાડે,
દેવી વિભૂતિ નમણી રસરાજ વન્દે. ૧

આ પાસ દેવસરિતા વિશદા સરે આ,
આ જ્યોતિઓ ચમકી રંગ રમી રહ્યા શાઃ
આ વાયુની લહરિઓ સુરભિ વહન્તી,
આકાશને પૃથિવિ આ રસમાં સ્પૃશન્તી. ૨

(હરિગીત)

ગૌર ચન્દ્રી શ્વેતવસના,
રમતી આજે રંગમાં;
પુષ્પ પમરે શરદ્ સખિરી,
ઘેલી આજ ઉમંગમાં. ૩

રામ કેરાં ગાન ગાતી
તારલીઓ સંગમાં;
આ પૂર્ણિમા કો આશ
વહતી આજ કોઈ ઉછંગમાં. ૪

અનુષ્ટુપ્)

સહસ્રશીર્ષા પ્રભુના,
દિવ્ય મન્દિરને વિષે;
નિર્મળી કૌમુદી પ્રેર્યાં,
વિશ્વનાં હઇડાં હિસે. ૫

---

## તારક-સંદેશ.

(મન્દાક્રાન્તા)

તારાઓ શા ઘન ગગનમાં
બન્ધુ! આ જો વિરાજે
કૈં એ કહેતા જરી હસી હસી
માનુષી બાળકોને. ૧

"પ્રાણી શાણા! તવ જીવનની
દીર્ઘતા જો ચહે તું,
તેજસ્વી જો અમ સમ થવા
માનવી, ઇચ્છતો તું. ૨

"સૌભાગ્યે જો રમણ કરવા
સર્વ કાળે તું ચ્હાયે;
ઈચ્છે જો તું તુજ કયમ કરી
ઉચ્ચ જીવિત થાયે. ૩.

"તો હે બન્ધુ પ્રિય વિચરજે
વર્તુલે નિત્ય ત્હારે,
ધૈર્યે પ્રેમે સરલ રીતિએ
શાન્તિને રાજમાર્ગે. ૪

"નિષ્ઠા નિત્યે અડગ ધરજે
કાર્યના દેવયાને,
ને હો વીરા, ઝળકી રમજે
વિશ્વના દિવ્ય ગાને." ૫

અંગ્રેજી ઉપરથી સૂચિત.

# નેહતણાં એંધાણ.

આપો નેહતણાં એંધાણ;
સજની સ્નેહ ભરી,
લ્હાઓ જીવનની રસલ્હાણ;
સજની સ્નેહભરી. ૧

આ તો દીસે અનેરી પ્રીત;
સજની સ્નેહભરી,
ભેટ્યાં અંતરનાં સંગીત;
સજની સ્નેહભરી. ૨

ટહુકો મીઠા ટહુકાર,
સજની સ્નેહભરી,
સિંચો સ્નેહ–અમિરસ ધાર
સજની સ્નેહ ભરી. ૩

ઉર ઉછળે સાગર જેમ;
સજની સ્નેહભરી,
જાગ્યાં જીવન રોમે રોમ;
સજની સ્નેહભરી. ૪

કહો સ્નેહનાં શાં શાં દાણ;
સજની સ્નેહભરી,
આપો અંતરનાં એંધાણ,
સજની સ્નેહ ભરી. ૫



# અધીરતા

(મન્દાક્રાન્તા)

વર્ષાની કો ક્રૂર રજનિએ,
શ્યામ આષાઢ માસે;
કામોષ્માને વિરહ વિભવે,
ઉદ્દીપંતા અવાસે,
વ્હીલે મ્હોંએ નભ નિરખતી,
બેઠી'તી એક બાળા;
ઉચ્છવાસાંતે ઉરપર મૂકી,
શ્વેત હસ્તો સુંવાળા. ૧

(ઉપજાતિ)

કૈં કૈં વિચારો મનમાં કરંતી,
'શેં નાથ ના'વ્યા' મનમાં વદંતી;
કોરે અષાઢે વરસાદ આવે,
ત્યમ સ્નેહી આવી તવ ત્યાં ઉચારે. ૨

(મન્દાક્રાન્તા.)

“વ્હાલી, કાં આ કમળમુખડું,
 મ્લાન ત્હારૂં જણાયે;
શું એ સાચું ધન નિરખતાં,
 સુખિયાંયે મુંઝાયે ?”
“કૈં નહિ એ તો સહજ” વદતી,
 નેણ નીચાં નમાવી,
વ્હાલી વ્હાલે અમિતરસમાં,
 છાતી સરસી દબાવી. ૩



# સ્વપ્ન.

(આંગન મેં મત સો મોરી સજની—એ લયમાં.)

સુન્દર મૂર્તિ કો દીઠી મ્હેં આજે,
રમ્ય મનોહર સ્વપ્નમહીં;
શુદ્ધ, સુનિર્મલ, કોમલ, અવિચળ,
આનંદ આનંદ નેત્રમહીં. ૧

વર્ણન તે નવ અજબ શી મૂર્તિનું,
માનવ પ્રાણી હું કેમ કરૂં;
તેજભરી એ મૂર્તિ હું સ્હામી,
આલેખાયે શું હું કહું ? ૨

આલેખાયે દૃષ્ટ એ થાયે,
આ સૌ વસ્તુઓ ઢાંકી દિયે;
શું કરૂં હું તે નવ સમજાયે,
અજબ દેવાંશી મૂર્તિને. ૩

પ્રેમ દઉં હું, માન દઉં હું,
પાય પડું હું, શું કરૂં હું ?
કો નવ ભાવો પ્રાપ્ત થતા કૈં,
ભાવ કીયો હું તે પ્રકટું ? ૪

એ પ્રતિમાની રમણીયતાએ,
સાલસતાએ મોહકતાએ;
સરલતાએ સ્નેહથકી મમ,
માનસને ઉભરાવી દીધું. ૫

દેવાંશી એ મૂર્તિકેરી,
નિર્મળતાએ ઉત્તમતાએ;
નવિનજ કોઈ કુણી પ્રભુતાએ,
માન થકી છલકાવી દીધું. ૬

ભવ્ય મનોહરતાએ એની,
નૂતન કો ગંભીરતાએ;
મુજ હૈડું એ શ્રેષ્ઠ સુમૂર્તિને,
નમવાને જાણે લસતું. ૭

( ઇન્દ્રવજ્રા )

આ વૃત્તિઓમાં હું વિભકત થાતો,
અવ્યકત ભાવો કંઈ પ્રાપ્ત કરતો;
કો યંત્ર પેઠે તહીંથી હું જાતો,
કો યંત્ર પેઠેજ તહીં હું થંભ્યો. ૮

(અનુષ્ટુપ્)

અનિમેષ રહી જોતો,
શોભના એહ મૂર્તિને;
કહેતો 'વસે મહારાજ્યે,
વિશ્વ પ્રકૃતિદેવીને.' ૯



## ગોપીનો તન્મનાટ.

(ભૈરવી)

હજી શ્યામ કેમ ન આવે,
સખિરી હજી૦
મને કેમ સલૂણો સતાવે,
સખિરી હજી૦ ૧

ઘડિયો ગઈ પાછી ન આવે,
સખિરી હજી૦
ત્રુઠયો પણ કાં તલસાવે,
સખિરી હજી૦ ૨

રસ એ વિણ કો નવ ભાવે,
સખિરી હજી૦
હું ઝુરૂં, એને કોણ બોલાવે ?
સખિરી હજી૦ ૩

# પડિયે વિખૂટાં.

(હરિગીત)

ન ચાહ્યે પડિયે વિખૂટાં
મીટ માંડી નેહની.
સજની, હવે ના રાખશો
આશા મીઠા મમ સ્નેહની. ૧

સંતોષ છે સંતોષ, હા,
સાચે અહો મમ જીગરને;
કે આમ નિર્મળ રીતિયે
સ્વાતંત્ર્ય ફરી આવે મ્હને. ૨

કહી આજ લઇયે 'જય જય',
ભૂસી સ્નેહમંત્રો નાંખિયે;
ફરી જો મળી જઇયે કદાપિ,
સ્નેહને નવ દાખિયે. ૩

કરવું એવું કે જરા,
એકકેની ભ્રૂઓ ના રમે,
આભાસ થાયે જેથી જરિયે,
પ્રેમ હજી કૈં ટમટમે. ૪

હવે તો હા! પ્રેમને,
આ શ્વાસ છેલ્લો ચાલતો,
નાડી એની તૂટતી,
ઉત્સાહ મૂક બની જતો. ૫

બેઠી શ્રદ્ધા પ્રભુ જપતી,
એની મૃત્યુ–પથારીએ;
ને સરલતા ધીમે રહીને,
આંખ એની બીડી દિયે. ૬

પણ હજી જ્યારે પ્રેમને,
ઉઠવાની આશ ગઈ સરી,
સુન્દરી, ચાહો તમે તો,
જીવન પામે એ ફરી. ૭

અંગ્રેજ કવિ ડ્રેયટનના પ્રખ્યાત 'સૉનેટ' ઉપરથી.

# સ્વારાજ્ય વિણ ઉદ્ધાર શો?

(હરિગીત)

અખિલ વિદ્યા કળા શોભા
ભારતે જે જે વસે;
લેખાય ના, અંકાય ના:
—કો માનવો તેને હસે. ૧

સ્વારાજ્ય વિણ આદર્શ શા
સ્વારાજ્ય વિણ હા શક્તિ શી;
સ્વારાજ્ય વિણ સદ્‌ભાવ શો
સ્વારાજ્ય વિણ શાન્તિ કશી? ૨

સ્વારાજ્ય વિણ શી સંસ્કૃતિ
સ્વારાજ્ય વિણ સાહિત્ય શું:
સ્વારાજ્ય વિણ ઇતિહાસ શો
સ્વારાજ્ય વિણ સંગીત શું? ૩

એક એ નિશાન સ્હામે
હૃદય ભારતનું વહે;
બાણ જાણે રામનું
સંસિદ્ધિ વિણ તે ના રહે. ૪

આજ ભારતભૂમિને
સ્વારાજ્ય વિણ આદર્શ શો;
શોષાતી આ રસવેલીને
સ્વારાજ્ય વિણ ઉદ્ધાર શો? ૫



## ક્યાં છે ?

ક્યાં છે ક્યાં છે પ્રભુ દેખાડો
અમ સંસ્કૃતિને ઝીલનારાં,
ક્યાં છે ક્યાં છે કોઈ દેખાડો
અમ અંતર ઓળખનારાં. ૧

ક્યાં છે ક્યાં છે આજ દેખાડો
અમ આદર્શો વહનારાં,
ક્યાં છે ક્યાં છે કોઈ દેખાડો
અમ આશાને રસનારાં. ૨

ક્યાં છે ક્યાં છે અહો દેખાડો
અમ ભાવોને કથનારાં,
ક્યાં છે ક્યાં છે કોઈ દેખાડો
અમ સ્વપનાં સાચવનારાં. ૩

કયાં છે કયાં છે પ્રભુ દેખાડો
આ આંધી ખેસવનારાં,
કયાં છે કયાં છે કોઈ દેખાડો
આંખડી અમિએ ભરનારાં. ૪

કયાં છે કયાં છે અમને દેખાડો
અમ રાષ્ટ્રદેહ રચનારાં,
કયાં છે કયાં છે પ્રભો દેખાડો
અમ જીવન સભર ભરનારાં. ૫



# સંદેશ.

(ગઝલ,–મટ્રાઇબ્રુન્ ૪.)

હરિકેરાં પનોતાં હો
    સુભાગી આર્ય સંતાનો,
સનાતન ધર્મમાં વિચરો,
    સુખદ સંદેશ અમારો એ. ૧

સહુ ભૂમિ હરિકેરી
    ત્રિવિક્રમના ક્રમે ઘેરી,
તથાપિ દેવની વ્હાલી,
    ભરતભૂમિ અનેરી છે. ૨

પુરાતન દિવ્ય જીવનની
    થતી ઝાંખી જહીં ન્યારી,
ભૂમિ તેને, જીવન તેને
    અહો આર્યો ઉપાસોને. ૩

ઉદય એમાં વિજય એમાં
    ચિરાયુ ને સુયશ એમાં,
પરમ નિઃશ્રેયસે એમાં
    વિભૂતિ એ વિભુની છે. ૪

સુવિદ્યામાં સદા રાચો
    પ્રભુના ભર્ગને યાચો,
ત્યજી વાણી વિલાસોને
    ચિરંતર દીપને સાહો. ૫

તમારા દેશના આદર્શો,
    તમારા દેશની કરણી,
તમારા દેશની વિદ્યા
    થઇ કહીં ના થવાની છે. ૬

તમારૂં દિવ્ય ભારતવર્ષ
    હતું લક્ષ્મીતણું નિજધામ,
વળી હરિને ઉપાસોને
    વસે લક્ષ્મી ચરણ જેને. ૭

પ્રભુની પ્યારી વાડીની
    સમૃદ્ધિ સૌ તમારી છે,
વળી મોહે વવાઓ ના
    તો ભંડારો તમારા છે. ૮

તમે દીઠાં રઘુવરનાં
પૃથુનાં રાજ્યનો સૌભાગ્ય,
નહિ રૂચે કલિયુગનાં
કુટિલ નીતિ ભર્યાં આ રાજ્ય ૯

નૃપો એવા, પ્રજા એવી
પુરાતન શ્રેષ્ઠ આદર્શો,
સ્વકર્મે હીન ના થાશો
વિજય એમાં સદા થાશે. ૧૦

સુશીલા આત્મસંયમને
સુમાર્ગે ભીતિ કોની છે,
અધર્મે ને પ્રપંચે તો
સદાયે ભીતિ ભીતિ છે. ૧૧

તમે પૂર્વે દીધાં રાજ્યો
પરાર્થે દેહને અર્પ્યો,
પરનો દ્વેષ કે નિન્દા
નહિ તમને કદી છાજે. ૧૨

પુરાતન શિષ્ટને વંદો
પુરાતન શાસ્ત્રને વંદો,
પુરાતન રીતિને વંદો
ઉદય કલ્યાણ એમાં છે. ૧૩

મોહિનીમાં ફસાશો ના,
અવિદ્યાએ લોભાશો ના,
અધર્મેથી વવાશો ના,
સનાતન તે તમારૂં છે. ૧૪

તમારી શ્વેત કીર્તિનો
પુનઃ જયઘોષ આ પ્રકટે,
સુવિદ્યાર્થ્યે તમે તર્પો
સુઆતિથ્યે પ્રજાઓને. ૧૫

વિપથમાં ના તમે વળશો
સુમાર્ગેથી ન રે ચળશો,
અધીરા વીર ના બનશો
વિજયડંકો તમારો છે. ૧૬



# દુનિયાનું નિજમન્દિર.

(ગઝલ)

તમારી આર્યવિદ્યાનાં
તમારી આર્યજાતિનાં,
તમારી આર્યભૂમિનાં
રટો આર્યો યશોગાનો. ૧

તમારો દિવ્ય ભારતદેશ
ઋષિ મુનિ વીરનો વિશ્રામ,
નિજમન્દિર દુનિયાનું,
હિમાદ્રિ, ગંગ, જ્યાં હરિધામ. ૨

મનુજની દોલભૂમિ આ
પ્રભુની દોલભૂમિ આ,
શ્રુતિની દોલભૂમિ આ
અહિં દોલોત્સવો છાજે. ૩

સહુ ભૂમિ હરિ કેરી
    ત્રિવિક્રમના ક્રમે ઘેરી,
તથાપિ દેવભૂમિ આ
    પ્રભુની વ્હાલી વ્હાલી છે. ૪

બહુ કો ભોગભૂમિઓ
    અનેરી કર્મભૂમિ આ,
કનૈયો કૃષ્ણ ના સ્હેતો
    પ્રમાદો આર્યભૂમિના. ૫

વિચર્યાં જ્યાં ચરણ હરિનાં
    શ્રુતિઓ જ્યાં સ્વયં પ્રકટી,
ઋષિજીવનો જહીં વિલસ્યાં
    પતિત થાશે શું એ ભૂમિ ? ૬

અધોગામી નવા યુગમાં
    હજીયે શ્રેષ્ઠ ભારતભૂ,
કહીં કો ઉચ્ચ આદર્શો
    સ્વજીવનમાંહી પ્રકટે તું. ૭

નહિ નહિ, બન્ધુ, બીજા દેશ–
નાં તું ગીત કાં ગાયે,
અરે આ તો ભરતભૂમિ
દધીચિ–બાલુડાંની છે. ૮

ભૂમિ આ રામ રાજાની
કંઈ પાપેથી ઘેરાતાં,
વિમર્શન પાપનું કરતી
અરે ના તું અધીરો થા. ૯

પ્રકટશે આ ભૂમિ કેરૂં
સનાતન દિવ્ય જ્યાં જ્યોતિ,
જગત્‌ના વીર સંતોમાં
ગવાશે એહની કીર્તિ. ૧૦

અકળ ઈતિહાસ ભારતનો
અકથ ગતિ માત્ર ભારતની,
અજય બલ ગૂઢ ભારતનું
ચમકતું આ દિસે ભાવી. ૧૧

અહો આર્યો અખિલ જગના
    તમારૂં ઐક્ય સ્થાયી છે,
અનાર્યો જે જહીં દીસે
    સહુ[1] બન્ધુ તમારા છે. ૧૨

તમારા ભવ્ય આદર્શો
    સુખી થાશે સકલ પ્રાણી,
અખિલ જગને તમે તર્પો
    દઈ શાન્તિ, વિમળ વાણી. ૧૩

જવલંતી આ સકળ દુનિયાં
    તલપતી શાન્તિ કાજે તો
અહો સિદ્ધો ભરત–ભૂના
    સુણાવો પાઠ શાન્તિનો. ૧૪



૧ પા. સર્વે.

# ભારતનાં ઓજસ્.

(ગઝલ)

અહો આર્યો અનેરી છે
      તમારી આ ભરત-ભૂમિ,
પુરાતન કાલથી રાજે
      યશસ્વી આ ભરત-ભૂમિ. ૧

અહીં તમ પૂર્વજો જન્મ્યા
      અહીં શ્રુતિઓ સ્વયં પ્રકટી,
અહીં ઇતિહાસ આરંભ્યો
      ઝુલી અહીં ઝોળી માનવની. ૨

મહાગીર્વાણ ભાષાના
      મનોહર ઘોષ અહીં પ્રકટ્યા,
પ્રભુની સૃષ્ટિના કાનૂન
      સ્મૃતિઓમાં અહીં ઝળક્યા. ૩

જહીં ગંગા, જહીં વૃન્દા
જહીં હિમાદ્રિને હરિદ્વાર,
સુસંપત્તિ જહીં દેવી
વસે જ્યાં કસ્તુરી વહનાર. ૪

વસે જ્યાં સિંહ ગર્જતા
ભૂમિમાં હેમ ને હીરા,
વનસ્પતિઓ અઢારે ભાર
ચરે જ્યાં હસ્તીઓ ધીરા. ૫

અનેરી એવી આ ભૂમિ–
વિષે સુસ્થાન માનવનું,
વદંતા નેક ઇતિહાસો
પ્રભુએ પ્રેમથી થાપ્યું. ૬

તમારા પૂર્વજોનાં બાલ
અખિલ ધરતિમહીં વિચર્યાં,
તમારાં જે મહાસત્યો
ભુમંડલમાં સ્વયં પ્રસર્યાં. ૭

તમે તો ધર્મને વંદો
નિયામક જે બધા જગનો,
સનાતન સ્તંભ રાજ્યોનો
પ્રકાશક જે પ્રજાઓનો. ૮

તમારાં શાસ્ત્રની વિદ્યા
અહીં વનવાસી મુનિયોથી,
હુવા શ્રી રામના જેવા
નૃપો જેની અમલ કીર્તિ. ૯

સ્વચ્છંદી તંત્રના યોગે
પ્રજાઓ કૈંક દુનિયાંની,
હતી તે ના હતી થઇ ગઈ
વળી થાશે જશે ચાલી. ૧૦

અમર આર્યો તમે રહેશો
સનાતન સત્યના દીવા,
ફરી ફરીને પ્રભુ સ્હાશે
પતન દેશે નહિ થાવા. ૧૧

પ્રભુનાં લાડિલાં હો બાળ
    પ્રભુની પ્યારી ભૂમિનાં,
પ્રભુના માર્ગને નમતાં
    અમર થાઓ યુગેયુગમાં. ૧૨



# મૂર્તિઓ.

( હરિગીત )

મૂર્તિઓ ઉરમાં વસે વળી
મૂર્તિઓ જગમાં દિસે
આ મૂર્તિએ એ મૂર્તિએ
કે, માનુષી મનમાં દિસે. ૧

મૂર્તિ દીઠી મ્હેં કલાની
મૂર્તિ દીઠી સ્નેહની
મૂર્તિ દીઠી સૃષ્ટિની વળી
મૂર્તિ દીઠી ગેહની. ૨

મૂર્તિ એ સૌ જૂઠડી
પ્રભુ મૂર્તિ સાચી તાહરી
મૂર્તિમાં ને મૂર્તિ મ્હારે
છબી ત્હારી રહી તરી. ૩

અમૂર્તની એ મૂર્તિઓ સૌ
આપણી આંખે ઘુમે
મૂર્તિની એ પાર રહેતો
મૂર્તિમાંહિ વળી રમે. ૪

## જીવનના ઉજાસ.

વ્હાલાં વ્હાલાં હો નરનાર
જીવનિયાં સફળ કરી કરી લ્યો;
ઘેલાં છેલાં હો નરનાર
જીવનિયાં સફળ કરી કરી લ્યો. ૧.

સજી તન મન ધનના ઉજાસ
જીવનિયાં અખિલ સફળ કરી લ્યો,
અજવાળી અંતરના અવાસ
જીવનિયાં વિમળ સફળ કરી લ્યો. ૨.

લ્હાઈ વ્હાલની જગમાં લ્હાણુ
જીવનિયાં સરળ સફળ કરી લ્યો,
ચહી વેરી તણાં કલ્યાણ
જીવનિયાં સુયશ સફળ કરી લ્યો. ૩.

વિકસાવી સ્વજનનાં ઉર
જીવનિયાં મધુર સફળ કરી લ્યો,
સુણી સંતજનોના સૂર
જીવનિયાં શિતળ સફળ કરી લ્યો. ૪

વહી નિર્મળ જેમ સદાય
જીવનિયાં સભર સફળ કરી લ્યો,
જ્યમ આત્મીય ઓજ સોહાય
જીવનિયાં સફળ સફળ કરી લ્યો. ૫

---

# રાજવી રંતિદેવ.

( અનુષ્ટુપ્ )

ઉદાર રાજવીઓમાં
સુકીર્તિ રંતિદેવની,
રાજતી તારકો મધ્યે
પ્રભા જેમ હિમાંશુની. ૧

દયા ને દાનના મંત્રો
પ્રભુના પુણ્યદેશના,
સાધિયા નેહથી એણે
વહતાં રાજ્યની ધુરા. ૨

એની પુણ્યમયી રાજ્ઞી
દયાભીની સુધામયી,
ભર્તાના ભાવને સ્નેહે
અનુરૂપા બની રહી. ૩

રાજાના નિત્ય ભંડારો
લક્ષ્મીથી છલતા હતા,
અને હમ્મેશ એ પાછા
યજ્ઞોમાં સરતા હતા. ૪

દાન દેતાં કદી એની
અલંબુદ્ધિ દીઠી નહિ,
હોય પાસે કંઈ દેવા
ત્યાં લગી વિરમે નહિ. ૫

દાતા છૂપે નહિ ક્યારે,
અર્થાર્થી આવીને પડે;
દાતાની દાનનિષ્ઠાની
કસોટી કારમી કરે. ૬

રહેતો એ પુણ્યના યોગે
જીવનોત્તર કાળમાં,
આર્યોના પુણ્યભાગ્ દેશે
આર્ષ અમૃતવૃત્તિએ. ૭

આવા ઉદાર આદર્શે
સરિતા નૃપ–આયુની
સ્નેહનાં સીકરો ન્હાતી
પરાર્થે વહતી હતી. ૮

માયા અટપટી દેવી
દેવની અપ્સરા સમી,
આવી લોભાવવા એને
એકદા, ગુણશાલીને. ૯

પાણીના શોષથી દેહે
સીદાતા રાજવીતણા,
અડતાલીશ મોંઘેરા
વાસરો ત્યાં વહી ગયા. ૧૦

કંપતાં ઝુરતાં તાં જ્યાં
દંપતી વળી બાળુડાં,
વળતે દિન ત્યાં આવ્યાં
ભોજનનો પકવાનનાં. ૧૧

કોળિયો હાથમાં હોયે
ખાવો એ પ્રભુ હાથ, જો,
જમવાને સમે આવ્યો
અતિથિ દ્વિજરાજ કો. ૧

હેતથી આદરો આપ્યા
આપ્યા અર્ઘ્ય અતિથિને,
ભાવતાં ભોજનો દીધાં
રંતિદેવે ભુદેવને. ૧:

યજ્ઞશેષ પછી જેવે
જમવા મનડાં કરે,
આવિયો શૂદ્ર કો ત્યાંહિ
દરિદ્રી અન્ન–આશયે. ૧૪

સ્હામ સ્હામું હસી જોતાં
આનંદે લસી દંપતી,
સ્મરણો કરીને હરિનાં
પીરસ્યાં ભોજન ભાવથી. ૧૫

શૂદ્રની તૃપ્તિએ તૃપ્તિ
થઈ વ્યાપક વિષ્ણુની;
પ્રસન્ન પ્રભુએ થાતાં
પરીક્ષા વધતી કરી. ૧૬

આવ્યો ત્યાં એક અતિથિ
શ્વાનોથી વિંટળાયલો,
બોલ્યો "હો રાજ, હું ને આ
શ્વાનો ભૂખ્યાં ભૂખ્યાં છિયે." ૧૭

સ્વામી પ્રત્યે સતી બોલે
"ભાગ્ય શાં આજ આપણાં:
પૂર્વના પુણ્યથી આવે
પુનઃ અભ્યાગતો નવાં." ૧૮

દીધલાં ધાન એ સૌને
વાસણો સહુ ડાલવી,
પ્રણામો પ્રેમથી કીધા
બધાંને પ્રભુભાવથી. ૧૯

જુએ એ આ લીલા સર્વે
સર્વમાં જે વસી રહ્યો,
હસી સ્નેહે જુએ ધૈર્યે
અમી જે વરસી રહ્યો. ૨૦

રહ્યું શેષ હવે વારિ
એકને થાય એટલું,
પિપાસા થામવા કાજે
રંતિદેવે કરે લીધું. ૨૧

એવે ત્યાં આવી બોલ્યો કો
દીન ચાંડાલ ધાકથી–
“નીચ હું દ્યો પીવા પાણી”
વાણી એવી ગરીબડી. ૨૨

દયાના ઓઘથી ભીનો
રંતિદેવ ઉદારધી,
ભર્યાં ઘનો સ્વે એવી
વદે વાણી અમીભરી. ૨૩

"ન યાચું પ્રભુથી સિદ્ધિ
ન યાચું વળી મુક્તિને,
યાચું હું પ્રભુથી એવું-
પ્રાણી સૌ સુખમાં રહે. ૨૪

"અન્યનું દુઃખ એ મ્હારૂં
કરી લેવું મ્હને રૂચે,
વસું હું સર્વને હૈડે,
દુઃખો કોને ન આવરે. ૨૫

"આપીને વારિ આ મીઠું
દીન કો આ પિપાસુને,
અમો સૌ તરસ્યાંઓની
તૃષા નિશ્ચે શમી જશે." ૨૬

વદી એવું દીધું વારિ
પ્યાલા વ્હાલેભર્યા ભર્યા
રંતિદેવે દયાળુએ
પ્રાણ જેના જતા હતા. ૨૭

(મન્દહાસા)

સુધીર રાજા જલપાત્ર ઢાલવે,
જાણે સુયજ્ઞે બલિરાજ આ નવે;
એવે પધાર્યા પ્રભુ જે બધે વસે,
સ્વયં શ્રી વિષ્ણુ હસતા મુખાંબુજે. ૨૮

( અનુષ્ટુપ્ )

રંતિદેવ ન ઇચ્છે કૈં
    ભીટ માંડે, પગે પડે;
જેને દુરત્યયા માયા
    બાધ ના સ્વપ્ને કરે. ૨૯



# ખાંડિક્ય અને કેશિધ્વજ.

( અનુષ્ટુપ્ )

હતા પિત્રાઈ બે પૂર્વે
બન્ધુઓ ધન્ય રાજવી,
કહાવે ખાંડિક્ય જનક
ને કેશિધ્વજ નામથી. ૧

હવો ખાંડિક્ય નિષ્ઠાવાન્
કર્મમાર્ગે સદાગ્રહી;
કેશિધ્વજ શ્રુતિપ્રેમી
આત્મવિદ્યાસુધાનિધિ. ૨

ફળો ખાટાં દિસે જેવાં
પરિપકવ થયા વિના,
મનો બે બન્ધુનાં એવાં
વિગ્રહે વરતી રહ્યાં. ૩

રાજ્ય ખાંડિક્યનું આખું
કેશીએ જીતીને લીધું,
જનકે મંત્રીઓ જોડે
વસવું વનમાં કીધું. ૪

કરે રાજ્ય સુધર્મેથી
કેશીરાજ પરાક્રમી;
ઇચ્છા જાગી મને એને
મૃત્યુને જીતવા તણી. ૫

યજ્ઞોથી અર્ચવા લાગ્યો
યજ્ઞકાય વિરાટને
યજ્ઞનાં સાધનો સાથે
જમતો હુતશેષને. ૬

એકદા યજ્ઞની ધેનુ
મહાત્મા કેશિરાજની
પ્રમાદ કોઇનો થાતાં
વનમાંહે જતી રહી. ૭

ભાવીના બલને યોગે
યજ્ઞના કે પ્રપાકથી
નિમિત્ત નીપન્યું ભારે
વ્યાઘ્રે એ ધેનુને હણી. ૮

બાળ રાજા કને આવી
વ્યાઘ્રના ક્રૂર કેરની,
કેશિધ્વજ થયો દુઃખી
વિઘ્ન યજ્ઞતણું સુણી. ૯

પૂછંતો ઋત્વિજોને એ
પાયશ્ચિત્ત, દ્વિજો, કહો,
ધેનુ આ મૃત્યુને પામી
પ્રમાદ મુજ એ થયો. ૧૦

ઋત્વિજો યજ્ઞના જ્ઞાતા,
બોલિયા ઋજુભાવથી
" કુશેરૂ મુનિને પૂછો
અમે એ જાણતા નથી." ૧૧

કુશેરૂ મુનિને પૂછે
કેશી આદરમાનથી
બોલ્યા " શુનકને પૂછો,
રાજન્ ! હું જાણતો નથી." ૧૨

શુનકને નૃપતિ પૂછે
    પ્રણમી પૂજ્યભાવથી,
" કહો દેવ તમે જાણો
    પ્રાયશ્ચિત્ત યથાવિધિ." ૧૩

કહે મુનિ "અહો રાજન્
    ન જાણું હું, કુશેરૂ કે,
જાણે ના કો વિના વિદ્વાન્
    ખાંડિકય જે વને વસે. ૧૪

ક્ષુબ્ધ રાજા થયો ચિત્તે
    ક્ષણ એક વિચારમાં:,
ક્ષણમાં નિશ્ચયો કીધા,
    બન્ધુના સહકારના, ૧૫

(શીલાતુરા.)

"હું દોષનાં વારણ પૂછું શત્રુને,
જઈશ હું ધર્મનિમિત્ત એ કને;
મરૂં હું તો યજ્ઞતણી પ્રસિદ્ધિમાં,
જીવું હું તો યજ્ઞતણી સુસિદ્ધિમાં." ૧૬

(અનુષ્ટુપ્)

પછી કેશિધ્વજે કાળું
ઓઢિયું મૃગચર્મ જે,
રથે બેઠો, લીધા દર્ભો
સુલેહના શણગાર એ. ૧૭

દીઠો દૂરેથી શત્રુને
ખાંડિક્યે પાસ આવતો,
વૈરનાં સ્મરણો જાગ્યાં
રાતી આંખે ઉભો થયો. ૧૮

ચઢાવ્યું બાણને ચાપે
બોલિયો વાર્ણો આકરી,
"હણવા આવિયો, મૂઢ,
સુલેહનો વેશ તું કરી. ૧૯

" કાળિયારતણાં ચર્મો
મ્હેં ને ત્હેં બહુએ દીઠાં,
ના ડરૂં વેશથી હું એ
ન માનું વચનો મીઠાં. ૨૦

"આતતાયી ત્હને જાણું
ગણું ના તુજ વેશને,
ઓળંગ્યું રાજ્ય ત્હેં મ્હારૂં
મૂકું ના આજ હું ત્હને." ૨૧

—સુગન્ધી શાન્તિની ફોરે
કેશિરાજ ધીમે વદે,
પાકિયાં પુણ્ય સૌ જાણે
વાણી અમૃતને સ્રવે. ૨૨

"ખાંડિક્ય, સુણ હું આવ્યો
સંશય પૂછવા ત્હને,
નથી હું હણવા આવ્યો
ક્રોધને, વીર, ત્યાગને." ૨૩

સુણીને વીરની વાણી
વૈરના ઘાવ સાંધતી,
ગયો જનક એકાંતે
કરે મન્ત્રણ મંત્રીથી. ૨૪

મન્ત્રીઓ મંત્ર શા આપે
જાણે જે રાજનીતિનેઃ
'દૈવયોગે મળ્યો શત્રુ
હણ્યેથી લાભ આપને.' ૨૫

ખાંડિક્ય વદતો વાણી
ક્રોધ જેનો શમી ગયો,
છાયા ક્રોધતણી એ તો
ક્રોધ એને નથી થયો. ૨૬

"ખરૂં, હા, મન્ત્રીઓ શાણા
હણ્યેથી રાજ્ય તો મળે,
મ્હને રાજ્ય અહીં રાખે
સ્વર્ગમાં વીર એ પળે. ૨૭

"ભૂમિને જીતી છે એણે
ને જીતે પરલોકને,
જીતું ના સ્વર્ગને કાં હું
એ રાજ્યે ફરી મોહીને ?" ૨૮

(પ્રેમા-ઉપજાતિ)

વદી પછી બન્ધુની પાસ આવ્યો
પ્રફુલ્લ ગાત્રે રિપુનેય ભાવ્યો,
કેશિધ્વજે જેહ સંદેહ પૂછ્યા
નિવારિયા સર્વ સશાસ્ત્ર રીત્યા. ૨૯

( અનુષ્ટુપ્ )

કેશિરાજ ગયો પ્રેમે
સંતોષે રાજ્યને વિષે,
પ્રાયશ્ચિત્ત કર્યું એણે
એવું કે મનડું હિસે. ૩૦

દોષમુક્ત થયો રાજન્
પુણ્યો પૂર્વતણાં ફળ્યાં,
પૂર્ણાહૂતિ થઈ યજ્ઞે
દાન ને સ્નાન આચર્યાં. ૩૧

કર્યાં કાર્યો સહુ પ્રીતે
તથાપિ મનને કહે :
“કાં મ્હારો અંતરાત્મા આ
અપ્રસન્ન હજી રહે ? ૩૨

સ્મરતો સ્મરતો વિદ્વાન્
આત્મચર્યા પુનઃ સ્મરે,
ભૂલનો એક ત્યાં એવે
પ્રસંગ સ્મૃતિમાં સ્ફુરે. 33

"પ્રાયશ્ચિત્ત કર્યાં મ્હેં સૌ
યજ્ઞને વિધિએ કર્યો,
ખાંડિક્ય ગુરુને દેવી
દક્ષિણા વિસરી ગયો. 34

"મહાત્માઓ સુમાર્ગો જે
બતાવે આત્મશાન્તિના,
ઉકેલે ગૂંચ હૈડાંની
આપણે ઋણી એમના." 35

કરી નિશ્ચે પછી જાતો
ગુરૂ ખાંડિક્ય પાસ એ
પુનઃ ખાંડિક્યને છાયો
ક્રોધની ક્ષાત્ર ઝાંઇએ. 36

•

બોલ્યો કેશી શીંળાં વાક્યો
    " ગુરુજી તમને નમું,
યજ્ઞ પૂર્ણ થયો, માગો,
    દક્ષિણા આપને દઉં."    ૩૭

પૂછિયું જનકે પાછું
    મન્ત્રીઓને સુભાવથી,
–પાળે પ્રણાલિને પ્રેમે
    શાસ્ત્રે રાજાની જે કથી.    ૩૮

મન્ત્રીઓ મન્ત્રણામાં સૌ
    નીતિનૈપુણ્ય દાખવે,
'માગો રાજ્ય, તમે રાજન્
    અનાયાસે મળે હવે.'    ૩૯

મલક્યું મુખ ક્ષત્રીનું
    વદે મર્મે જરા હસી,
"મન્ત્રીઓ, યોજના શોભે
    જે તમારે ઉરે વસી ?    ૪૦

અર્થને સાધતી યુક્તિ
ભલે એ રાજનીતિની,
મ્હારા વૈરાગ્યને ના એ
છાજે ચાતુર્ય ભીતિની." ૪૧

વેણો વ્હાલાં વદી એવાં
રાજવી મહાવીર એ,
કેશિરાજ કને જાતો
આયુની ધન્ય કો પળે. ૪૨

" કેશીધ્વજ મહારાજ,
આપશો ગુરુ-દક્ષિણા ?
આત્મવિજ્ઞાન તો આપો
સુશાન્તિ નહિ જે વિના." ૪૩

"બન્ધુ મ્હારા," કહે કેશી
"માગો ના મુજ રાજ્ય કાં ?
નિષ્કંટક સ્વતંત્રે એ
નૃપોનાં મન જ્યાં વસ્યાં." ૪૪

"સંભાળો છો તમે વીરા,"
કહે ખાંડિક્ય "રાજ્યને,
ચિન્તા હવે રહે શાને
રાજ્યના ભારની મ્હને ? ૪૫

"રાજ્ય એ ભાર હું માનું
આયુને વહવા તણો,
પરમાર્થે વસે મ્હારો
આદર્શ સિદ્ધિઓતણો." ૪૬

સુણી ખાંડિક્યની વાણી
ખાટી-મીઠી વિનોદની,
કેશિરાજ તણી મેધા
ભારતી સ્રવતી ભોંની. ૪૭

ભદ્રા-ઉપજાતિ )

"હો ધન્ય, વીરા, તમને હું માનું.
ખરે, અહો, રાજ્ય જવા-જવાનું;
મ્હેં ભોગવ્યું રાજ્યને એક બ્હાને,
અવિદ્યાવડે મૃત્યુ તરી જવાને." ૪૮

દઈને ધન્યવાદો ત્યાં
ગુરુએ નવ શિષ્યને
જ્ઞાનદાનો મીઠાં દીધાં
સંસાર તરવા સટે. ૪૯

—અવિદ્યા જે થકી શામે,
ગ્રંથિઓ મનની તૂટે,
સંશયો સઘળા વામે
બન્ધનો કર્મનાં છૂટે. ૫૦

કહ્યો યોગ સમાધિનો
બ્રહ્મવિદ્યા તથા પરા,
વિજ્ઞાનનાં રહસ્યો યે
મુક્ત જીવનમાં થવા. ૫૧

ખાંડિકયજનકે પૂજા
કેશિરાજ તણી કરી,
વર્ષોનાં વેર તો વામ્યાં
જાગી પ્રીતિ-પ્રભા નવી. ૫૨

કહે કેશી "થયું પૂર્વે
બન્ધુ એ સૌ વિસારશો,
વિનવું, જે હતું રાજ્ય
તમારૂં એ સ્વીકારશો." ૫૩

સોંપ્યું ખાંડિક્યને એનું
રાજ્ય સ્નેહેથી કેશીએ,
લાગિયાં જ્ઞાન પોતાને
મૃત્યુને તો હવે તરે. ૫૪

કેશિરાજે સજ્યા ભેખો
સોંપ્યાં રાજ્ય સુપુત્રને,
લેવાને વનની વાટો
ચહી શાંત સમાધિને. ૫૫

રાજવી ભોગને ત્યાગે
સતીના સ્નેહ સંવરે,
અમૃતત્ત્વ તણે કાજે
વિદ્યાને વનમાં વરે. ૫૬

## સ્નેહ—સરિતા.

નિર્ઝરી સ્નેહ-સરિતા
નિર્મળા સરમાં વહી,
પૂર એનાં હવે આછાં
વિશ્વ-સાગરમાં વહો.

# ખંડ: ૧.

## પૂર્વાલાપ.

(હરિગીત)

સંસારના સંબંધ સર્વે
સુકોમળ સુખકર વિષે,
સુકુમારતમ સંબંધ જે
ના વૈખરી વર્ણી શકે. ૧

જેના મનોહર રૂપને કો
આર્ય સંતતિ જાણતી.
અવ્યક્ત એ સંબંધની
કર વ્યંજના, હા, ભગવતી! ૨

સંબંધ જે સુવિરૂઢ તોયે
ધેર્યે મૃદુતાને ધરે,
સંસારને સુજ્ઞાત તોયે
સુમર્યાદે સંચરે; ૩

અસ્વસ્થને પાવન કરે
ને પુણ્ય-જનને સંવરે,
છાયા રૂપે જે વિષ્ણુને
વળી ઇશિ અજને આવરે. ૪

કાલ કેરી કલા તું, એ
કાલ વળી ત્હારી કલા,
કાલ જોડે રમત રમતી
કાલથી મહતી કલા. ૫

કલન કરતી કલાઓનું
વિશ્વ ચેતન જડ વિષે,
સંકટા ! શી શિલા ત્હારી
કસતી લીલાને મિષે. ૬



# એ ઘડી ?

(અનુષ્ટુપ્)

બીડાયાં પદ્મનેત્રો જે
    હવે ના શું વિકાસશે,
અમીના શાન્તિના સ્રોતો
    સ્વર્ગમાં શું વિરાજશે ? ૧

શું પ્રભા સ્ફૂર્તિની રેખા
    હતી ના હતી થઇ જશે,
ધામ આ શું વિભૂતિનું
    વિભૂતિમાં શમી જશે ? ૨

રમણીયા રમા જેવી
    રૂચિરા વસુધા સમી,
સુહાસા કૌમુદી જેવી
    આત્મવેલી નમી પડી. ૩



# સંબોધન.

(હરિગીત)

અંતસુધી જે હૃદયને
    નેહજલથી સિંચિયું,
સ્નેહભીના હૃદયને ક્‌હો
    કેમ આજે વંચિયું ? ૧

વંચના તો ના ઘટે જે
    જીવનમાં કીધી નહિ,
શુભ્ર નારી, સ્વર્ગ કેરી
    વાટ શા કાજે ગ્રહી ? ૨

ઓછું ત્‌હને શું આવિયું
    આ ફેલ-ફિતુરી જગવિષે,
કે ગઈ ઉપકારી થવા
    વૈરાગ્ય દેવાને મિષે ? ૩

સાર કરવા બાલુડાંની,
    કે, શુભે, તું ત્યાં ગઈ,
સરલ સાચી જાણી પ્રભુએ
    કે લીંધી ઉરમાં લઈ? ૪

કે ફ્હેતી લોકોની ખરી
    અનુવાદ સુણિયો જેહનો,
ખપ હોય આંહી જે સુજન-
    નો પ્રભુને ખપ તેહનો? ૫



# સંભારણું.

( હરિગીત )

વસંત તું મમ જીવનમાં
વસંત વિમલ કુટુંબની
વસંત જન્મે, જીવનમાં,
જાતાં વસંતે પંચમી. ૧

તવ મનોહર સ્નેહસુખડાં
જીવન શમણું થઈ ગયાં;
તુજ વદનનાં સૌમ્ય સ્મિતને
સ્વપ્નમાં જોવાં રહ્યાં. ૨

મુજ સ્નેહની સંસૃષ્ટિને
તુજ અયનમાંહિ સમેટી ત્હેં,
રસરેલ ચાતુર્માસ્યની
જાણે રવિ-સક્રાન્તિએ. ૩

—કંઇ લેખ લખતો જોઈ કહેતી
        નેહથી "શું આ લખો ?
"હું જાઉં તો મ્હારી કવિતા
        કહો, લખો કે ના લખો ?"      ૪

એ બોલ ત્હારા મુગ્ધ મીઠા
        સાંભળ્યે જે ના સહ્યા
રહ્યા ત્યારે નિરુત્તર જે
        નિરુત્તર તે ના રહ્યા.      ૫



## કુલનાન્દની.

(વાણી–ઉપજાતિ)

આનંદમાં યોજી કુલત્રયે તું
શુશ્રૂષણે, સ્નેહર્થો, આર્જવેથી,
દૃષ્ટાંત રૂપે કુલનન્દિની તું
કુટુંબીઓમાં થઇ નામધન્યા. ૧

( રમા–ઉપજાતિ )

આર્યો અનાર્યો તણી કીર્તિઓમાં
સ્ત્રીઓ સમી ભિન્ન પ્રથા વિરાજે,
રહે સ્થિરા આ નિજ આપ્તવર્ગે
ન આપ્તમાં એ બહુ બ્હાર રાજે. ૨

(અનુષ્ટુપ્)

ત્હારાં એ ભાષણો માનું
શબ્દો જે મનમીઠડા,
જનોને શાન્તિમાં જે કો
કર્તવ્યે યોજતા રહ્યા. ૩

પ્રશંસા એજ, હા, ત્હારી
હિસંતાં મન આપ્તનાં,
દેખીને જીવની ત્હારી
પ્રેરતી નિજ સ્નેહીને. ૪

સાફલ્ય સાધ્યું ત્હેં, સુજ્ઞ,
મોંઘા માનવ દેહનું,
સાધતાં ધર્મ સંસારે
પ્રભુનું શરણું લહ્યું. ૫



# સંકલ્પ વિકલ્પ.

(હરિગીત)

આ કર્યેથી થાત સારૂં
એ કર્યેથી કે અરે,
વિકલ્પો એ જે સમે આ
અટૂલા મનમાં સ્ફુરે. ૧

તે સમે કો અંતરેથી
વાદ શ્રદ્ધાનો વહેઃ
"ઓ માનવી જે લેખ લખિયા
વિધાતાના ના ટળે. ૨

આયુ ધન ઇત્યાદિ પંચે
જન્મથી નિશ્ચે થતાં,
અજ્ઞાનથી ઢંકાઇને એ
સમય આવે પ્રકટતાં." ૩

તે સમે[1] કો યાવની
        સંસ્કાર ધીમે જાગતો,
સંશયાત્મક કૈં વિચારો
        બુદ્ધિમાંહી જગાવતો. ૪

"આ કર્યેથી આમ થાતું
        આ કર્યેથી આમ જો,
નિયમ વિધિનો ક્યાં રહ્યો
        તો આયુને નિયમાવતો ? ૫

"તદપિ દુઃખી માનવીઓ[2]
        શાન્તિ અંતરમાં લહે,
માન્યતા એવી ભલે ને
        ચાલતી જગમાં રહે." ૬

એ સમે મેધાવિની કો
        ધન્ય સજનીના સમી,
બુદ્ધિ વિશદા લસતી વદતી
        શ્રુતિ-પ્રસાદે જે રમી. ૭

---

૧. પા. એટલે.     ૨ પા. જેવા જેથી

(અનુષ્ટુપ્)

“તરણું જે અહીં હાલે
હાલે તે યક્ષને બળે;
દેવોએ આત્મ-સંભારે
દિવ્ય એ યક્ષને યજે.” ૮

(હરિગીત)

સંદેશ એ સુણતાં સખીનો
વૃત્તિ શાન્ત થઈ રહી,
જાણું નહિ ક્યારે હવે એ
વિકલ્પો સ્હાશે ફરી. ૯

સ્હાયે વિકલ્પો કે નહિ
પણ ચિત્ત ફરીં ફરીં હાલતું,
કહેતું પ્રભુને રીસમાં
કર્તા, પ્રભો! હર્તા ય તું! ૧૦



## જીવન.

(હરિગીત)

જીવન એનાં સાંભરે
    નિજ વૃત્ત જેણે પાળિયાં,
વિશદ કીર્તિ કૌમુદીથી
    ઉભય કુળ અજવાળિયાં. ૧

વડિલ જનનાં વચન જેણે
    વિષમ પણ નવ લોપિયાં,
સત્ય, શીળ, સ્વધર્મ જેણે
    જીવનકુંજે રોપિયાં. ૨

આર્ય નારી જીવન કેરી
    પ્રતિષ્ઠા જહીં ભાસતી,
લલિત રમ્ય કલાપ્રભાઓ
    રસભરી જ્યાં રાજતી. ૩

વિનય ને વાત્સલ્ય જેણે
જીવનમાં વિસ્તારિયાં,
સ્નેહી ને સંબંધી જનમાં
સંપ વ્હાલ વધારિયાં. ૪

સૌમ્ય ખોળે દેશને
સંતાન જેણે આપિયાં,
અખોવનનાં બિરદ જેણે
નિજ શરીરે થાપિયાં. ૫

ધર્મપથનાં પુણ્ય બીજો
સંતતિમાં રોપિયાં,
ઉભય કુળ અજવાળવાનાં
રહસ્યો વળી સોંપિયાં. ૬

શાન્તિ ને વળી દક્ષતા
જેના જીવનમાં વસી રહી,
પૂર્વ પશ્ચિમ કેરી જાણે
દિવ્ય સરિતાઓ વહી. ૭

લાજ કુળમર્યાદ જેણે
અપ્રમાદે પાળિયાં,
શિષ્ટ જનનાં સુખદ સૂત્રો
જીવનમાંહિ ઉતારિયાં. ૮

પાખંડ ને સ્વચ્છન્દતાના
પ્રવાહો જ્યાં ના વહ્યા,
આ સમે આ દેશમાં જે
દશ દિશે ઝળકી રહ્યા. ૯

દાઝ જેની દેશ કાજે
આર્ય સ્ત્રીને છાજતી,
ના પ્રગલ્ભા, ના પ્રશાન્તા,
મ્હેર પ્રભુની યાચતી. ૧૦

દેશહિતના હેતુ રૂપે
આત્મશુદ્ધિને સ્તવી,
જે વિરાજી નિજ જીવનમાં
ભારતે ઇચ્છી હવી. ૧૧

આઝા ય આર્ય કુટુંબના
    આનંદથી જેણે સહ્યા,
યશકાજ નિજસુખ ત્યાગિયાં
    ને ભાર જીવનના વહ્યા. ૧૨

શાન્તિ મેઘા કાન્તિ જેની
    મુખ–છવિપર રાજતાં,
ભક્તિ શ્રદ્ધા દયા જેના
    હૃદયમાંહિ વિરાજતાં. ૧૩

હૈયાં કુણાં ને નિર્મળાં
    પરદુ:ખથી દૂભાઈ જતાં,
તાપ સહીં જે ના શકે ને
    કુસુમસમ કરમાઇ જતાં. ૧૪

તદપિ જેણે ધૈર્ય કેરા
    શાન્તિપાઠ સુણાવિયા,
મંત્રો સરલતા સુજનતાના
    જીવનમાં વિકસાવિયા. ૧૫

જીવન ધન્ય, કૃતાર્થ એતો
ચાર દિન કાં ના રહ્યું,
પળપળે કો અવનવી એ
સૌમ્ય સુરભિ વહી રહ્યું. ૧૬

તદપિ હૈડું તલસતું કાં
વહુ વાસો ના રહી,
આ નેહ-ભીના રૂખેથી કાં
કોકિલા ઊડી ગઇ ? ૧૭



# બન્ધુનાં સ્મરણો.

( અનુષ્ટુપ્ )

બન્ધુ હો વીર હો વ્હાલા
ઘા ત્હારો હજીયે નવો,
શમ્યો કે ના શમ્યો જ્યાં એ
વિધિએ નિરમ્યો નવો. ૧

હશે વાસ તહીં ત્હારો
બ્રહ્મચારી જહીં વસે,
પ્રભુની વાઙ્‌મયી મૂર્તિ
પ્રત્યક્ષા જ્યાં સદા લસે; ૨

ઘનો જ્યાં સંહિતાઓના
હેલિઓ સામની થતી,
ઋચાઓ પર સત્યોની
સર્વદા જહીં ગર્જતી; ૩

એવા કો પરમે ધામે
જાપ તું જપતો હશે,
ગાન કાં બ્રહ્મનાં ગાતો
નિસ્પૃહી ફરતો હશે. ૪

ત્હારી યોગમયી દૃષ્ટિ
વિશ્વના ચિત્રને પટે,
કરી આ દૃશ્યની ઝાંખી
ઘડી ભીની ભીની થશે. ૫

સુણ્યા ત્હેં જે મુખે પાઠો
શ્રી નારાયણ સ્તોત્રના
પાર્ષદો પેખતાં સ્હામે
–રાજે એ વિષ્ણુધામમાં. ૬

પ્રેરજે છાન્દસી વાણી
બન્ધુ, ત્હારી સુધામયી,
એના વૈકુંઠને માર્ગે
તુષ્ટિ પુષ્ટિ વહાવતી. ૭



# સ્વપ્ન-સૃષ્ટિ.

(હરિગીત)

દિન વિષે આ દૃશ્યના
    સંસ્કારથી સ્મૃતિને હરૂં,
રાત્રિએ કૈં ખિન્ન હૃદયે
    શાન્તિથી હરિને સ્મરૂં. ૧

જાણું ત્હોયે સુષુપ્તિ કો
    મેઘ શી દિન ઢાંકતી,
ઘેરી ત્હારી સ્મૃતિ સજની
    મૂક હૃદયે વ્યાપતીઃ ૨

જ્યમ આર્ય સ્ત્રીના હૃદયમાં
    પતિનામ ગુપ્ત છુપાઈ રૂહે,
વૈખરીમાં ના વહે પણ
    હૃદયમાં રેલાઈ રૂહે. ૩

વિસરાય ના જે સ્નેહમૂર્તિ
    સ્વપ્ન એનાં આવતાં,
અદૃશ્યને જે દૃશ્ય કરતાં
    સ્વપ્ન પણ મન ભાવતાં. ૪

સંસ્કાર જે સંસારમાં
    વા સારમાં સૂતા હતા,
સંયમી મુનિયોની પેઠે
    રાત્રિએ એ જાગતા. ૫

(અનુષ્ટુપ્)

અનુગ્રહે સુનિદ્રાના
    સૂતો હું શાન્ત રાત્રિએ,
તે સમે સ્વપ્ન સૃષ્ટિમાં
    દર્શનો દયિતા દિયે. ૬

રમણીયા રમા જેવી,
રુચિરા વસુધા સમી,
સુહાસા કૌમુદી જેવી,
દિવ્ય મૂર્તિ પ્રકાશતી. ૭

અહો હા માનવી ત્હારી
સ્મૃતિની શક્તિ ક્યાં રહી,
ગઈ તે ના ગઈ જાણી
વદતી હસતી લહી. ૮

સ્વપ્ન ને જાગૃતિ કેરી
સૃષ્ટિઓ યુદ્ધ સાધતી,
સત્ય આ કે દીઠું એ કે
આશંકા મન આવતી. ૯

(હરિગીત)

હે પ્રભુ આ અકળ ત્હારી
કળા કોણ કળી શકે,
સ્વપ્ન-સૃષ્ટિ પેખતાં
અભિમાન નરનું ના ટકે. ૧૦

અનુભવ્યો સંદેહ એ જે
    જનક રાજાને હવો,
મિથ્યાત્વ કેરા બોધ કાજે
    સ્વપ્ન દીપક અવનવો. ૧૧

વિદેહાએ વિદેહીના
    લક્ષ્યને સમજાવિયો,
આ અને એ સમાં બન્ને
    અચવ્યાને કર્યો ચવ્યો. ૧૨



# શોકની છાયા.

(અનુષ્ટુપ્)

અંતર્‌ની વૃત્તિની છાયા
વ્યાપતી દૃષ્ટિ સૃષ્ટિમાં,
ઉદાસી ને નિરાનન્દી
મનુષ્યો સહુ ભાસતાં. ૧

ગૃહો સૂનાં કંઇ દીસે
જનો શ્રીથી ત્યજાયલાં,
ઉત્સવો ઉદ્યમે હીણા
મંગલો મુનજો સમાં. ૨

દુઃખો, તાપો, અશાન્તિઓ
જનો જે ભૂલવા મથે,
ભૂલતાં જે ભૂલાયે ના
સ્તંભતાં દૃષ્ટિને પથે. ૩

સૃષ્ટિકેરા તરંગોમાં
રંગો જ્યાં રમ્ય ભાસતા,
અગમ્યા ત્યાં ઉંડી ઘેરી
પસરી રહી શ્યામતા. ૪

મોહની શ્યામતા ના એ
શ્યામતા નહિ તામસી,
પાર્થિવી શ્યામતા ના એ
શ્યામતા જે અહીં વસી. ૫

## ૩૯ સંસ્કાર.

(અનુષ્ટુપ્)

અયનોના, વિચારોના
 તીવ્ર પ્રવાહને વિષે,
પ્રસંગો પ્રણયશ્રીના
 સ્મૃતિમાંથી સ્રવી જશે. ૧

તથાપિ એ શું ભૂલાશે
 પમરી જે નસેનસે,
સૌરભો ભાવનાઓની
 [1]હેલિઓ શી અષાઢની. ૨

શોષાતાં અગ્નિએ અશ્રુ
 ઉપન્યાં ત્યાં વળી શમે,
શોકભીનું ઊનું હૈયું
 ફરીને હજી ના રમે. ૩

સદા, સૌમ્યા, મનોમુદ્રા,
 મુખમુદ્રા હસન્તી જે,
હસાવે ના હવે કાં એ
 દૃષ્ટિએ જે હજી રમે ? ૪

---

૧ પા. રશ્મિઓરશી સુધાંશુની.

# ખંડ: ૨.

## પ્રદાન.

(અનુષ્ટુપ્)

શાન્તિપ્રદા શારદા શી
સૌભાગ્યે જે રમા સમી,
ગૌરી સમી જે વિશદા
તેને આ અંજલિ જજો. ૧

# અંજલિ.

(હરિગીત)

વિષ્ણુ, વ્યાપક, વિશ્વમૂર્તિ !
સૂક્તિ નમ્ર સ્વીકારજો,
શ્રદ્ધામયી આ સૃષ્ટિમાંહે
શ્રાદ્ધ સિદ્ધ કરાવજો. ૧

ધર્મ ગૃહના જેની સાથે
સ્વાહાદિકથી આચર્યા,
અધિકારી જે શુભ અર્ધ્યની
જેણે મમત્વે આવર્યા. ૨

તે સુનારીના યશસ્વી
જીવાત્માને, હે પ્રભો !
શાન્તિ, પુષ્ટિ, તુષ્ટિ આપી
ભવાબ્ધિથી તારજો. ૩

માયામયી આ સૃષ્ટિકેરાં
    દુઃખ સૌ વિસરાવજો,
અમૃતમય આનંદમય
    નિજ સ્થાનમાં વિહરાવજો. ૪

પિતૃઓના દિવ્ય લોકે
    ક્ષણ સ્થાન કરાવજો,
દર્શનો ત્યાં આપ્ત જનનાં
    પુણ્યમય પ્રકટાવજો. ૫

પિતૃઓને, પૂર્વજોને,
    પુણ્ય અર્ઘ્ય અપાવજો,
ઋણ અહીં રાખ્યાં ન તેનાં
    ઋણ અશેષ સમાવજો. ૬

યોષિતાઓ સૌ કલાઓ
    લક્ષ્મીની શાસ્ત્રે કહી,
શ્રીની સૌમ્યા આ કલાને
    નિજ હૃદય લેજો લઈ. ૭



૮

જન્ય ત્યાગી જનાર્દનમાં
ભાવ જેણે જોડિયા,
પ્રણવ કેરા નાદમાં નિજ
પ્રાણ જેણે યોજિયા.

પુણ્ય એના જીવનને દો
શુભ્ર શાન્તિ શાશ્વતી,
દયાસિન્ધુ! ઊનતાને
પૂર્ણ કરજો ભાવથી.



# જન્મતિથિ.

(હરિગીત)

પૂર્વરંગો આજ કૈં કૈં
    આપણા ગૃહ-સ્વપ્નના,
ફરી ફરી તાજા કરે
    આ જન્મતિથિની ભાવના. ૧

ધન્ય જીવન કેરી ઘડિયો
    ભાગ્યને જે માપતી,
માપીને ચાલી ગઈ જે
    ચિત્રપટને છાપતી. ૨

એ સમે આનંદની જે
    વહી નિમેષો સ્વર્ગની,
સંદેશ એનો સાંભરે
    ભીતિ નહિ જ્યાં મરણની. ૩

સંદેશ મીઠો શાન્તિનો
ને અકથ કો આનંદનો,
તેથી મીઠો આશાતણો
સંદેશ મીઠા જીવનનો. ૪

સર્વ એ સંદેશભીની
જયન્તી શી જીવનની,
જન્મતિથિ એ ત્હારી આજે
આંખડી કરતી ભીની. ૫

જન્મ શું ને મૃત્યુ શું
જો જીવન એક નિમેષનું.
જન્મ શું ને મૃત્યુ શું
જો જીવન કાલ અશેષનું. ૬

પતન ને ઉન્નતિ વળી આ
જય પરાજય વિગ્રહો,
નિદ્રા અને જાગ્રત્ વળી
શી શૂન્યની રચના અહો! ૭

માયાની એનો શીલ્પી શો
    જે શૂન્યમાંથી સૌ સજે,
આનંદ ને આધિ વળી
    જેના કટાક્ષે નીપજે. ૮

વળી રમકડાં કોઈ રમે
    કોઈ રડે સ્નેહે કરી,
બાઝી મરે બાઝી રડે
    એ બાજી ત્હારી આકરી! ૯

ભાવિ આગળ શ્યામ પટ ત્હેં
    તેથી શું રાખ્યું હશે,
માનવીઓ મંગલોમાં
    કંઈક આનંદે લસે. ૧૦

ત્હારી ગતિની ગહનતા
    કાં ભેદવા માનવ મથે?
દુરત્યય આ ત્હારી માયા
    વિચરતી કો મહાપથે. ૧૧

---

# સંદેશા

(હરિગીત)

હૃદયની સહકારિણી
　　સંદેશ શા શા પાઠવું,
શાણી ત્હને ત્યાં શી રીતે
　　મમ હૃદય રેખા દાખવું ? 1

ધર્મની સહચારિણી
　　આન્દોલનો તું પ્રેરજે,
અમ આત્મ જેથી શાંત મીઠી
　　પુણ્ય સરણીને ભજે. 2

સૌંદર્ય ત્હારા હૃદયનાં,
　　સૌંદર્ય ત્હારા જીવનનાં,
સૌંદર્ય ત્હારી દૃષ્ટિનાં
　　અમ સ્મૃતિપથે છાયી રહ્યાં 3

મિઠડો ત્હારી વાણિના કો
　　વિસંવાદો હોય જે,
વિસરી તેને આત્મ-સજની
　　આશિષો વિસ્તારજે. ૪

સ્નેહભીની, અમીભીની
　　આંખડી તુજ પ્રેરજે,
અમ જીવનમાં અમી ભરવા
　　નેહ ઝરણાં રેલજે. ૫

જીવનજ્યોત્સ્ના જીવન ત્હારૂં
　　પુણ્યભાવો જે સજે,
એ પ્રભાના તેજ-પુંજે
　　અમ જીવન અજવાળજે. ૬

## પરલોકનાં પ્રયાણ.

(અનુષ્ટુપ્)

તમારાં યાન વૈકુંઠે
        યશો આંહી રહી ગયા,
તમારા સ્વર્ગના પંથો
        દેવ પુષ્પે સ્ફુરી રહ્યા.    ૧

દેવયાને શુભે દેવી,
        પુણ્ય પાથરતાં જજો
ભેટતાં માતને નેહે
        વંદતાં    તાતપાદને.    ૨

દેવોનાં દર્શને, શુભે,
        વિસરી અમને જજે,
રખે આંસુ ઊન્હાં ઝાંખાં
        અમારાં તુજને નડે.    ૩

જ્યોતિ માર્ગે જજે જોતી
  પ્રભુની છવિ શાશ્વતી,
શ્વાસ લેજે વિરાજે જ્યાં
  પુણ્યા દેવી અરુન્ધતી. ૪

સ્વર્ગે જોઈશ તું, સાધ્વી
  સતીઓ સ્નેહ માણતી,
ધામ પારે વસે ત્હારાં
  ધામ એને ન જાણતી. ૫

જ્યાં કલા પ્રભુની રાજે
  રાજે લક્ષ્મી સ્વયંપ્રભા,
વૈકુંઠ-જ્યોતિમાં ત્હારા
  હિંડોળા ઓ ઝુલી રહ્યા. ૫

નિર્ખજે આત્મની કાન્તિ
  માંડીને રસ-મીટડી,
નિમેષો ત્યાં નહિ વારે
  સમાધિ તુજ મીઠડી. ૭



# ખંડ: ૩.

## જ્યોત.

(સોરઠા)

હે શીળા ઘરની જ્યોત, તું ઝળકીને જંપી ગઈ;
ઊન્હા બહુ ઉદ્યોત, મીઠાં ઓજ કોણ આપશે? ૧

# ટાઇટૅનિકની સ્મૃતિ.

(હરિગીત)

વર્ષોપરે જે મહાનૌકા
  સાગરે ડૂબી હતી,
સ્મૃતિ તેની આજ ફરીને
  સહુજમાં તાજી થતી. ૧

મૂર્તિ હતી એ ભવ્ય નૌકા
  મહા કળાકૌશલ્યની,
વહુતી હતી એ વ્યક્તિઓ
  આશા સમી યૂરોપની. ૨

ઘુઘવતી ચાલી જતી'તી
  મહાસાગર મધ્યમાં,
આત્મબળથી ઓપતી
  સરતી'તી સ્નેહ–પ્રદેશમાં. ૩.

જોમે ભરી નિજ અંગમાં
સાગર તણા ઉછંગમાં,
આશા ઉમંગો સંગમાં
વહતી'તી આનંદ રંગમાં. ૪

ભાવી બળ ત્યાં આવિયું
કો દૈવથી યોજાઇને,
ના ગણ્યાં ગુણ રૂપને
નાંખી નીચે દરિયાવને. ૫

કો કહે કાં ક્રૂર આ તે
વિધિ આવો શો હશે,
કહે આનો કેર થાયે
ઈશ ત્યારે ક્યાં હશે? ૬

છોડી જગની બાજી જેણે
સર્વ પ્રભુને સોંપતા,
સંકલ્પ નિજના સર્વ તે તો
પ્રભુ વિષે સંયોજતા. ૭

સૌમ્યદર્શી પંડિતો કો
યોજના તહીં માનતા,
કૃતિ પ્રભુની જાણુંને
કો આશમાંહિ વિરામતા. ૮

વિજ્ઞાની કો એ સમી ઘટના
વિવિધ દૃષ્ટે પેખતા,
વિશ્વકેરી ભવ્યતામાં
ક્ષુદ્ર જાણી ઉવેખતા. ૯

જ્ઞાની જન જોતા પોતાની
શાંત સહજ સમાધિમાં,
આકાશ–રેખા સમી સર્વે
ક્રિયા આત્મ–ઉપાધિમાં. ૧૦

એમ મનો અમ માનવોનાં
સમાધાનોને રચે,
અટપટી પ્રભુ ત્હારી માયા
તર્કની પારે વસે. ૧૧

# દેવપૂજા.

(અનુષ્ટુપ્)

દેવપૂજા કને બેઠો
  પ્રભુતો મૂર્તિ વાઙ્મયી,
સંસ્મૃતિ ત્યાં પુનઃ જાગી
  સંસ્કારો સુવિરૂઢની. ૧

અંગનાના વિષાદે ત્યાં
  હૈયું એવે ભરાઈયું,
ભરાઈ ઉભરાયે જ્યાં
  પુરાણાંના હોઠી નવી. ૨

રહ્યાં'તાં નયને આવી
  સમાતાં'તાં સમાધિમાં,
પ્રસાદ પ્રભુનો થાતાં
  આંસુઓ એ સરી પડ્યાં. ૩

રંગો રાગો રઢીયાળા
  જે દેખી જગ આ ભમે,
પ્રભુના પ્રેમથી ભીની
  ગુહામાં સહુ આથમે. ૪

## ખંડ : ૪

# વિપદ્‌નો સંદેશ.

(અનુષ્ટુપ)

કુન્તીદેવીતણા શબ્દો
  ફરીને હૃદયે સ્ફુરે,
'વિપદ્ હોયે ભલે એવી
  જેથી વૃત્તિ તું માં વળે.'

# પુત્રને.

( હરિગીત )

રમ્ય મૂર્તિ સૌમ્ય મૂર્તિ
તનય વ્હાલા તુજતણી,
સ્નેહભીની ઝળકતી ના
નજરથી આવી અરે. ૧

જનની ત્હારી જગ વિસારી
પ્રભુને મ્હોલે ગઈ,
આંખું સૂનું અટૂલું વળી
ગેહ આપણનું કરી. ૨

એ ઘાવકેરી વેદનાઓ
શમી ત્હારા નયનમાં,
આશા અને આશ્વાસનો કૈં
લીધલાં તવ જીવનમાં. ૩

અમર આશાઓતણો
અવતાર ક્ષણ ન રહ્યો રહ્યો,
ત્યાં લાડિલા રીસાઈને
તું ક્યાં અરે ચાલી ગયો. ૪

જીવન આ સંસારનું, હા
ખરે શું દુઃખમય હશે?
બાળ જન્મ થતાંની વારે
તેથી શું રોતું હશે? ૫





૯

# પ્રભુને.

૧

( ઇન્દ્રવજ્રા )

શંભો મહાકાળ વિભો વિધાતા.
હો, કેમ છાજી કૃતિ આપને આ ?
જેના કટાક્ષે ક્રૂર કાળ કંપે
તેના જનોની શી વિડંબના આ ? ૧

ક્‌હેવું તને શું, પ્રભુ, પ્રાણદાતા,
ક્‌હેવું તને શું, હરિ, વિશ્વગોપ્તા ?
કો પૂર્વનાં પાપની શું ક્રીડાએ
સૂનાં કર્યાં અંતર આંગણાં આ ? ૨

૨

(અનુષ્ટુપ્)

હશે કોઈ મહાહેતુ
તાહરા ચંત્રને વિષે,
અકારો, આકરો ને જે
અગમ્ય અમને દિસે. ૩

દુઃખ જે આજ અંકાયે
દુઃખ તે ના પછી રહે,
અથવા સુખ ને દુઃખો
વારાઓ કરીને વહે. ૪

ન યાચ્યું તુંથી હું ભાખ્યો
ન રાચ્યું કલ્પના મિષે,
સ્વાર્થો સર્વે તુંને સોંપી
વિરામું તુજને વિષે. ૫

જીવ્યું શું ના જીવ્યું કે શું
કાલની કલનામહીં,
બુદ્દબુદો શું કહે કહાવે
સિન્ધુનો પાર જ્યાં નહિ. ૬

ઘેરેલો કાલના બંધે
ઘેરેલો કર્મબંધથી
ઘેરેલો ગુણના ભારે
કરે શું માનવી મથી ! ૭

મથે તે ત્યાં લગી ભારે
ભાર માથે વહી રહ્યો,
ભાર સોંપ્યો પ્રભુને જ્યાં
ભાર સર્વે શમી ગયો. ૮

ત્હારી ઇચ્છા બનો મ્હારી
ત્હારી લીલા મ્હને ગમો,
અનુસ્યૂત તુંમાં થાતી
વૃત્તિઓ તુજમાં રમો. ૯

# ઉત્તરાલાપ.

(અનુષ્ટુપ્)

બાળુડાં હો પ્રભૂનાં ઓ
સદા સુખે તમે રમો,
સર્વે વિધિ નિષેધોના
પાળતાં નિયમો યમો. ૧

શોક ને દુઃખની જ્વાળા
તમોને જરી ના દહે,
ભાવ એવા વસે મ્હારા
ચિત્તને નિજમન્દિરે. ૨

તમારા જેહ આનન્દો
તમારી સુખશાન્તિ જે,
તમારાં સર્વ કલ્યાણો
મ્હારે અંતર તે લસે. ૩

રમતો વ્યક્તિઓમાં જે
    આત્મા સ્નેહપથે સરી,
રાચો એ વિશ્વના માર્ગે
    વિષ્ણુના યશ વિસ્તરી. ૪

બાળુડા મનના શોકો
    વિશ્વાત્માને નહિ અડે,
ધામ ચૈતન્ય કેરાં જ્યાં
    ઓઘો આનંદના ચડે. ૫



# ટીકા.

**પૃષ્ઠ ૭થી૧૨ દેવગાન—ભારતીસ્તોત્રમાં સપ્તશતીનાં આંદોલનો** અનુભવાશે. 'ગણેશસ્તોત્ર' આશરે ઇ. સ. ૧૯૦૪માં 'વિજય' માસિકમાં પ્રકટ થયું હતું. 'ઘેલા રામનાથને' એ કાવ્ય તાજેતરજ લખાયેલું છે.

**પૃ. ૧૬ નિશાભીની ચંદાને**—આ કાવ્યમાં 'ચંદા' ઉપર 'સિન્ધુ'ના સ્નેહની કલ્પના છે. 'ચંદ્ર' સાગરનાં ઉંડાણમાં પોતાનાં કિરણો પ્રસારે છે, સાગરમાં ભરતી આવે છે, ભરતી આવીને સાગરનાં પાણી પાછાં વળે છે, આ સૃષ્ટિચિત્ર સંબધે ઉત્પ્રેક્ષા છે. ચન્દા કેમ સાગરના સ્નેહને સફળ કરતી નથી; કીયું કારણ છે: શું એને પાર્થિવ સ્નેહજ જોયતો નથી કે પોતાનું શ્યામ 'લક્ષ્મ' એને સાલે છે, કે એ અખંડ કૌમારવ્રત પાળવા ઇચ્છે છે કે એનું અંતર શોકથી કે પૂર્વના કોઇ ગયા સ્નેહથી હવે સ્નેહનો અનાદર કરે છે, કે શું છે, એવી પ્રશ્નપરંપરા છે. પ્હેલો પાદ 'કુલાધારી' અને બીજો 'હેમરૂપ' અનુષ્ટુપનો છે.

**પૃ. ૧૮ આકાશની રસકેલિ**—'રણપિંગળ'માં સંગીતાનુસાર છન્દોમંજરી' પ્રમાણે 'વસંતતિલકા'નો રાગ યમન કલ્યાણ, તાલ લક્ષ્મી, માત્રા ૨૧ અને મધ્યકાળ જણાવેલ છે. ઉદ્ધર્ષિણી, સિંહોદ્ધતા, સિંહોન્નતા, મધુમાધવી, અને ચેતોહિતા એવાં વસન્તતિલકાનાં બીજાં નામો છે.

**પૃ. ૧૯ તારક-સંદેશ**—આ કાવ્ય જુન ૧૯૦૪ ના અરસામાં લખાયેલું અને તેવામાંજ અમદાવાદના 'વિજય' નામે એક માસિક પત્રમાં છપાયું હતું જેનું હું તે વખતે કોલેજમાં ભણતો વાસ્તવિક તંત્રીપણું કરતો હતો! કીયા અંગ્રેજી કાવ્ય ઉપરથી તે લીધેલું તેનું અત્યારે સ્મરણ નથી. થોડોક ફેરફાર કરીને અહીં છાપ્યું છે.

પૃ. ૨૬ **નેહ તણાં એંધાણ**:—કાવ્યદેવીને સંબોધન કરતું આ કાવ્ય કવિઓની પ્રાર્થનાઓ કરતાં જુદીજ ઢબમાં લખાયેલું જણાશે.

પૃ. ૨૭ **સ્વપ્ન**:—આ કાવ્ય પણ ઇ. સ. ૧૯૦૪માં લખાઈ ને તેવામાંજ છપાયું હતું. ૫-૬ અને ૭ મી ટૂંકોમાંની ક્રમિક-ગધતા જરાક મ્હને કર્કશ લાગે છે પણ કાવ્યના વિચાર-વિધાનને અંગે રહેવા દેવી પડી છે.

પૃ. ૩૧ **પડિયે વિખૂટાં**:—મૂળ અંગ્રેજી સૅાનેટના ભાવ માત્રનું અવલંબન કર્યું છે. આપણા દેશના આદર્શો અને જીવનને અનુરૂપ કરવા એમજ કરવું પડે એમ છે. મૂળ સૅાનેટ નીચે ઉતારૂં છું:—

Since there's no help, come, let us kiss and part,
Nay, I have done, you get no more of me;
And I am glad, yea, glad with all my heart,
That thus cleanly I myself can free.
Shake hands for ever, cancel all our vows,
And when we meet at any time again,
Be it not seen in either of our brows,
That we one jot of former love retain.
Now at the last gasp of Love's latest breath,
When, his pulse failing, Passion speechless lies,
When Faith is kneeling by his bed of death,
And Innocence is closing up his eyes,—
Now, if thou wouldst, when all have given him over,
From death to life thou mightst him yet recover.

છેલ્લી લીટીમાં 'ચાહો' શબ્દના ગુજરાતી ભાષાના દ્વિઅર્થીપણાનો લાભ મળી ગયો છે.

ઝરણાં, ટાઢાં ને ઊન્હાં.

પૃ. ૩૫. **સ્વારાજ્ય** વિણ ઉદ્ધાર શો ? 'સમાલોચક'માં છપાયેલા આ કાવ્યના 'સ્વારાજ્ય' શબ્દને અંગે એક સાહિત્ય વિવેચકે કંઈક ચર્ચા કરી હતી. એમને આપેલ મ્હારા પ્રત્યુત્તરનો સાર એ છે કે "'સ્વારાજ્ય' શબ્દમાં સ્વરાજ્યની, સુરાજ્યની, દૈવી રાજ્યની અને પરમ ભાસ્વર સ્વરાટ્‌ની મનોરમ સુવાસ છે. 'સ્વરાજ્ય' શબ્દ મ્હને પ્રિય છે પણ 'સ્વારાજ્ય' શબ્દ પ્રિયતર છે."

પૃ. ૩૭ **ક્યાં છે ?** મિસ મેયોના ચકડોળે ચઢેલા ગ્રંથના કઈ કઈ લોકોને કંઈ કંઈ ઉત્તરો આપતા જોઇ અને આપણા આદર્શોનો વર્તમાન સમયમાં થતો હ્રાસ જોઈને ખિન્ન હૃદયે આ કાવ્ય લખાયેલું છે. આ કાવ્યમાં અત્યારના ભારતના માનસનો પ્રતિધ્વનિ જણાશે.

પૃ. ૩૯ **સંદેશ**:—આ, 'દુનિયાનું નિજમન્દિર' અને 'ભારતનાં ઓજસ્' એ ત્રણે કાવ્યો ઘણું કરીને ઇ. સ. ૧૯૧૯માં લખાયાં અને એક સાપ્તાહિકના 'દીપોત્સવી' અંકમાં છપાયાં હતાં. કાવ્યનાં નામ બદલ્યાં છે તેમ બીજે પણ ફેરફાર કર્યો છે.

પૃ. ૫૪ **જીવનના ઉજાસ**—આ કાવ્ય "**શારદા**" માસિકમાં આ વર્ષમાંજ પ્રકટ થયું હતું. ૧૯૮૩ના દિવાળીના દિવસોમાં એ લખાયું હતું. 'સ્નેહ-સરિતા'ના ઉત્તરાલાપ'નું માનસિક વાતાવરણ આ કાવ્યમાં છે.

**પૃ. ૫૯ રાજવી રંતિદેવ**—આ કાવ્યનું વસ્તુ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૯ અધ્યાય ૨૧ માંથી લીધું છે. મહાભારતમાં 'અભિમન્યુ વધ' પર્વમાં ૬૭ મા અધ્યાયમાં રંતિદેવની અખૂટ લક્ષ્મીનું વર્ણન છે રાજાના જીવનોત્તર કાળની અમૃતવૃત્તિની કલ્પના વડે સમન્વય યોજ્યો છે. अमृतं यदयाचितम्, યાચના કર્યા વિના યદૃચ્છાએ જે પ્રાપ્ત થાય તે ઉપર નિર્વાહ કરવો એને અમૃતવૃત્તિ કહે છે.

**પૃ. ૬૬ મન્દહાસા**—અને 'હસતા મુખાંબુજ'નો મેળ અનાયાસેજ મળી ગયો છે. ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાના ભિન્ન ભિન્ન પ્રકારના યોગવાળા ઉપજાતિઓને 'મન્દહાસા' આદિ સુન્દર નામો છન્દઃશાસ્ત્રીઓએ આપ્યાં છે.

**પૃ. ૬૭ ખાંડિક્ય અને કેશિધ્વજ**—આ કાવ્યની મૂળ કથા વિષ્ણુ પુરાણ અંશ ૬, અધ્યાય ૬-૭ માં આવે છે. મૂળમાંથી રસ-પ્રધાન ભાગનો ઉપયોગ કર્યો છે, સાતમા અધ્યાયની જ્ઞાન-વાર્તાનું પૂજ્યભાવે સૂચન માત્રજ કર્યું છે.

**સ્નેહ-સરિતા**—આ કાવ્ય-સમુચ્ચયનું નિમિત્ત સૌ. સંયુક્તાનું અવસાન, તે વિ. સં. ૧૯૭૯ ની વસંતપંચમીને દિવસે થયું હતું તે પ્હેલાં સાતેક વર્ષે (સં. ૧૯૭૨ માઘ કૃ. ૩) લેખકના ન્હાના ભાઇનું અવસાન થયેલું જેનો ઉલ્લેખ 'બન્ધુનાં સ્મરણો' (પૃ. ૧૦૨) એ કાવ્યમાં છે. આ સ્નેહ-સરિતાનાં કાવ્યો હજી લખાઇ રહ્યાં નહોતાં તે પ્હેલાં લેખકના પુત્રનું અવસાન (સં. ૧૯૮૨ ભા. શુ. ૧) થયું અને તેના ઉલ્લેખનાં

છેલ્લાં બે કાવ્યો. (પૃ. ૧૨૮–૧૩૨) વડે આ સ્નેહ–સરિતા અંતર્ધાન થાય છે. એમાં સમ અને વિષમ હરિગીતો છે.

**ખંડ ૧લામાં:**—પ્રથમનો આઘાત, જીવનચિત્ર, પ્હેલાં સ્વર્ગવાસી થયેલ બન્ધુની સ્મૃતિનું સ્વાભાવિક ઉત્થાન, અને સ્વપ્નભાવનું દર્શન છે.

**ખંડ ૨ જામાં:**—અર્ધ્યાંજલિ, જન્મતિથિ અને શ્રાદ્ધના અંગનાં પરલોકચિંતનો છે.

**ખંડ ૩ માં:**—સ્થાયી વિષાદમાં સંસારનાં, ધર્મનાં, ઉપાસનાનાં અને જ્ઞાનદૃષ્ટિનાં આશ્વાસનોનું રેખાદર્શન છે. અહિં સ્નેહ–સરિતાનો વિષય સમાપ્ત થાય છે.

**ખંડ ૪ થામાં:**—વર્તમાન શોકમાં પુત્રનું અવસાન આવી પડીને શોકને આકરો કરે છે તેનું અને તેની સાથે અંતર્વૃત્તિ પ્રભુની ઇચ્છાને અનુરૂપ કરી દેવાની ભાવનાનું દર્શન છે.

**ઉત્તરાલાપમાં:**—શોક પછીનો સ્થાયિભાવ પ્રકટે છે; અને અખંડ લીલામય વિરાટ્માં તથા આનંદમય પરમપ્રેમાસ્પદ આત્મસ્વરૂપમાં શોક અંતર્હિત થાય છે.

# કાવ્યોની પ્હેલી લીટીની અનુક્રમણિકા.

# આ ગ્રન્થકર્તા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો.

## પોતે રચેલાં:

**થોડાંક છુટ્ટાં ફૂલ**: સાહિત્યચર્ચા, વિદ્યાકલા, શિક્ષા ધર્મ, તત્વચિંતન સંબંધે ગંભીર, તેમજ કલા, સંસાર, સમા અને પ્રકીર્ણ વિષયો સંબંધે રસિક અને રમુજી લેખોનો સાહિ રસિક જનોમાં પ્રિય થઇ પડેલો સંગ્રહ. ડબલ ક્રાઉન ૧૬ પે પૃષ્ટ આશરે ૨૦૦. જાડા એન્ટીક કાગળ. પાકું પૂઠું. કિં. રૂા. ૧

**ઝરણાં, ટાઢાં ને ઊન્હાં**: સ્નેહ–સરિતા ના કરુણપ્રશસ્તિ, અને રંતિદેવ તથા ખાંડિક્ય અને કેશિધ્વ નામે પ્રાચીન રાજાઓ સંબંધે બે સુન્દર કાવ્ય, તથા શૃંગ દેશભક્તિ, સૃષ્ટિસૌંદર્ય ઇત્યાદિનાં કાવ્યો. ડબલ ક્રાઉન ૧૬ પેજ જાડા સફેદ એન્ટીક કાગળ. કિંમત રૂ. ૧.

## બીજાએ રચેલાં:

**હરિયશગીત**: પૂ. ગં. સ્વ. જસબા દૂરકાળે રચેલાં જ્ઞા ભક્તિ, વૈરાગ્યનાં જૂના કવિઓની ઢબનાં પદો, કીર્તનો ત પ્રભાતિયાં તેમજ દશમસ્કંધ પૂર્વાર્ધ સંક્ષિપ્ત, શ્રીવામનઅ વિર્ભાવ, શ્રીકૃષ્ણલીલા, દ્વારિકાવર્ણન ઇત્યાદિ કાવ્યોનો સંગ્ર સુપરરૉયલ ૧૬ પેજી પૃષ્ટ આશરે ૨૦૦. કિંમતઃ પાકું પૂ રૂ. ૧ા કાચું પૂઠું રૂ. ૦ા.

**[illegible]ણ**: પ. પ. પૂજ્યપાદ શ્રી બ્રહ્મણ્યદેવ તી સ્વામીકૃત વેદાન્તસિદ્ધાન્તમય આત્મચિંતન, સંસ્કૃત ભાષામ વિનામૂલ્ય (થોડીકજ નકલ બાકી.)

---

મુખ્ય એજંટો: મે. મંચળદાસ એન્ડ સન્સ. સૂરત.

## થોડાંક છુટ્ટાં ફૂલ.

લાયબ્રેરીઓ અને ઈનામને સારૂ ખાસ લાયક, તેમજ સંસ્કારીતા અને દેશભક્તિ સચોટ રીતે પ્રેરનારા લેખો ને નિબંધોનો સુન્દર ગ્રંથ.

### અભિપ્રાયો.

રા. જયેન્દ્રરાય દૂરકાળ વિદ્વાન તેમજ સંસ્કૃત, ગુજરાતી તથા ઇંગ્રેજી સાહિત્યના પ્રખર અભ્યાસી છે અને કસાયેલા સાક્ષરલેખક છે. —ગુજરાતી.

નિબંધોમાં ગંભીર વિચારો પ્રૌઢ છતાં સરલ શૈલીમાં, ચિત્રોમાં સાદા વિચારો ઘરગથ્થુ ઈબારતમાં, અને વાતોમાં જરા હસાવે એવા બનાવો આકર્ષક રીતે ગોઠવાયા છે.—સાહિત્ય.

ભાષા ઠરેલ અને ઠાવકી છે, સરળ અને સુગમ છે, ઠેકાણે ઠેકાણે માર્મિક હાસ્ય ચમકે છે. —બુદ્ધિપ્રકાશ.

આપણા પ્રૌઢ વયના વિચારકોમાં પ્રો. દૂરકાળનું સ્થાન અનોખું કહેવાય એવું છે. —સૌરાષ્ટ્ર.

